# પ્રકાશકનું નિવેદન

આ પુસ્તકનુ ઘણુ ખરું લખાણ ‘શિક્ષણ અને સાહિત્ય’માં પહેલા ચાર ખલીફાના જીવનની લેખમાળા રૂપે બહાર પડી ચૂક્યુ છે. તેને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરતી વખતે ભાઈ ચૂનીલાલ બારોટે પેગંબર સાહેબનુ જીવનચરિત્ર અને ઘટતી પ્રસ્તાવના ઉમેરી આપ્યાં છે એ રીતે આ ચોપડી તૈયાર થતાં તેને પ્રસિદ્ધ કરવામાં આવે છે

ઇસ્લામના સંસ્થાપક પછી તેમનુ જગત્કાર્ય આગળ ચલાવનાર તેમના ચાર ખલીફાઓ પેગંબર સાહેબના સમકાલીન અને અનુયાયી હતા. એ ચાર મહાપુરુષોને પ્રતાપે પેગંબર સાહેબનુ કાર્ય આખા અરબસ્તાન અને તેની આસપાસના પ્રદેશમા જાણીતુ થયુ, તેની આધ્યાત્મિક અને સામાજિક પુનરુદ્ધાર શક્તિની ખુશબો ફેલાઈ; અને તેમના પછીના કાળમા તે આગળ પણ પહોચી તેની જ સાથે આ કાળમા ખલીફની ગાદીની તકરારના બીજ પણ રોપાયેલા જોવા મળે છે પછીના યુગમાં આ કલહબીજ ફણગા મારે છે, તો તેની સાથે ધીમે ધીમે ઇસ્લામના મૂળ પુરુષ અને તેઓશ્રીના ચાર આદિ ખલીફોની ધર્મભાવના કાઈક ઘેરાતી જાય છે દરેક ધર્મ કે સપ્રદાયમા આમ જોવા મળે છે પણ તે ઉપરથી તે ધર્મના સાચા સ્વરૂપનો તોલ ન કાઢી શકાય તેને માટે તો તેના આદિપુરુષ અને તેમના ધર્મજીવનની મૂળ ભાવનાઓ જોવી જોઈએ આ પુસ્તક ઇસ્લામની આવી ઓળખ આપશે, એવી આશા છે આપણી શાળા મહાશાળાઓના શિક્ષણમા ધર્મશિક્ષણનો અભાવ એક નોંધપાત્ર વસ્તુ છે જ્યા સાર્વધાર્મિક વિદ્યાર્થીઓ ભેગા ભણતા હોય, ત્યા અમુક તમુક એક ધર્મનું શિક્ષણ ન આપી શકાય, અને તેમાય પરદેશી સરકાર તો એમા પડે જ નહીં. પણ હવે સરકાર

બદલાઈ છે. અને ધર્મનો વ્યાપક અર્થ સૌ સમજતા થયા છીએ એવા વ્યાપક ધર્મના પાયા ઉપર અને કોઈ સંપ્રદાય કે મજહબને લઈને નહિ, એવું બિનમજહબી રાજ્યબંધારણ આપણે કાયમ કર્યું છે એટલે આ જાતની સમાજ અને રાજ્યમાં રહેતી પાયાની ધર્મભાવનાના વિકાસને માટે શિક્ષણે શું કરવું જોઈએ, એ વિચાર ધીમે ધીમે આગળ આવતો જાય છે. આવું કાઈક કરવું જોઈએ એમ વિચારી, રાધાકૃષ્ણન કમિશનના રિપોર્ટમાં ધર્મશિક્ષણ તરીકે અમુક ઉપાય સૂચવ્યો છે તેમાં જુદા જુદા ધર્મોના મહાપુરુષોનો પરિચય આપવો તથા તેમના ધર્મગ્રંથોમાંથી અમુક સાર્વધર્મિક-દૃષ્ટિનું દોહન તથા ધર્મની ફિલસૂફીના મૂળતત્ત્વો શીખવવાં, એવું સૂચવ્યું છે આપણી મહાશાળાઓએ આ કામ ઉપાડવું જોઈએ. આ પુસ્તક એમાં મદદરૂપ થશે અને સામાન્ય વાચકને પણ તે ઉપયોગી નીવડશે બધા ધર્મો પ્રત્યે અરસપરસ આદરભાવ રાખવો, એ હવેના જગતના દરેક નાગરિકનો ધર્મ બને છે, એમાં એની સંસ્કારિતા અને સજ્જનતા રહેલી ગણાશે. એ વગર માનવકલહો અને રાષ્ટ્રોની અવારનવાર નીપજતી સાઠમારીઓ વગેરેનો ઉપાય કે ઉકેલ જડી નહી શકે આવો આદરભાવ કેળવવા માટે, બીજુ કાઈ નહિ તો, ધર્મો વિષેનુ સાચુ પ્રમાણભૂત જ્ઞાન નાગરિકોને મળવુ જોઈએ ચાલુ વ્યવહારમાથી કે પરંપરાગત સમાજજીવનમાથી બધાઈ ગયેલા ખોટા ખરા કે રાગદ્વેષભર્યા ખ્યાલો, વહેમો, વગેરે ધર્મનું શિક્ષણ નથી જાગ્રત સમાજે અને તેના કેળવણીકારોએ આ લોકમાનસ દશાને દૂર કરવા સતત પ્રયત્ન કરવો જોઈએ તે દૃષ્ટિએ આ પુસ્તક દરેક નાગરિકને, અને ખાસ કરીને શિક્ષણજગતને ઇસ્લામની ઓળખ આપવામા મદદરૂપ થશે એમ માનું છુ.

પુસ્તકને આ દૃષ્ટિએ જ શ્રી રેવાભાઈ પટેલ સ્મારક ગ્રંથમાળામા પ્રસિદ્ધ કરવામા આવે છે આ માળામા બ્રાહ્મણ ધર્મગ્રંથો ઉપરાત 'સર્વધર્મ'–સમભાવની દૃષ્ટિએ અન્ય ધર્મો તથા દર્શનોનો પણ સમાવેશ કરવાનો

છે, તથા ‘જીવનની ધર્મદૃષ્ટિને પોષે અને વધારે એ રીતના ઉપયોગી એવા વૈજ્ઞાનિક દર્શનના અંશો પણ આમાં આવી શકે’ છે.

ભાઈ ચૂનીભાઈ ઇસ્લામના અભ્યાસમાં ઘણા વખતથી રસ લેતા આવ્યા છે. કુરાનેશરીફનોય તેમણે અભ્યાસ કર્યો છે. તેથી જ ‘શિક્ષણ અને સાહિત્ય’ માટે તેમની પાસે આ પુસ્તકમાં હવે પ્રસિદ્ધ થતી લેખમાળાની મેં માગણી કરેલી. તે માળા આમ એક ઉપયોગી પુસ્તક તરીકે બહાર પડે છે તેથી સંતોષ થાય છે.

૨૫-૬-’૫૧

# બે બોલ

પૂ. કાકાસાહેબ કુલનાયક બની વિદ્યાપીઠમાં રહેવા આવ્યા ત્યારે એમના અંગત સંપર્કમાં આવવાના જે પ્રસંગો આવ્યા એમાંના એક દરમિયાન એમણે મને, જ્યારે વખત મળે ત્યારે, ઇસ્લામનો અભ્યાસ કરવાની પ્રેરણા કરેલી ઈ. સ. ૧૯૩૨–૩૩ની વિસાપુરની જેલમાં આથી મેં કુરાનશરીફનાં ભાષાન્તરોનું અધ્યયન શરૂ કરેલું આ પુસ્તિકાના પરિશિષ્ટ તરીકે આપેલો ઇસ્લામ વિશેનો લેખાનુવાદ ત્યારે કરાયેલો ને બહાર આવ્યા પછી મારા ગુજરાતીના અધ્યાપક મુ. શ્રી રામનારાયણ વિ. પાઠકના પ્રોત્સાહનથી 'પ્રસ્થાન' ૧૮મા પુસ્તકમાં બે કટકે પ્રગટ કરાયેલો પ્રેરણા અને ભાષા આપનાર બંને ગુરુઓનો આથી અત્રે આભાર માનવાની તક લઉં છું પુત્રો કુળપરંપરા સાચવીને ને અંજલિ અર્પીને પિતૃઋણ ફેડી શકે છે, એમ શિષ્યો ગુરુઓની પ્રેરણા ઝીલીને તો પણ એમનું ઋણ યત્કિંચિત્ ફેડી શકાય, એમ હું માનું છું

હજરત મહંમદ પેગંબર સાહેબ સિવાયના આમાંના બધા લેખો, પ્રકાશના નિવેદનમાં કહેલું છે એમ, મુ. મગનભાઈની સૂચનાથી 'શિક્ષણ અને સાહિત્ય' માટે લખાયેલા ને એમાં છપાઈ ચૂકેલા ખાસ લેખો છે એમને સંકલિત કરી પુસ્તિકાનું રૂપ આપવા માટે હું એમનો આભારી છું

'ઇસ્લામનો સુવર્ણયુગ' એ નામ આ પુસ્તિકાના પહેલા લેખ પરથી સૂઝ્યું છે મુખ્યત્વે તો પુસ્તિકા એ યુગના પાંચ ઇસ્લામી પુરુષપ્રવરોનું દર્શન કરાવવા માટે જ છે પણ એમ કરતાં ઉક્ત સુવર્ણયુગની આપોઆપ ઝાંખી થઈ જાય છે એટલે અંશે એ નામ સાર્થક છે એમ મને લાગે છે

આમાંના લેખોના લેખન માટે મુખ્યત્વે નીચેનાં પુસ્તકોનો આધાર લીધેલો છે તે પણ અત્રે નોંધવું જોઈએ.

Early Heroes of Islam — S. A. Salik
The Caliphate — Sir William Muir
The Life of Mohammad — Sir William Muir
Muhammad the Prophet — Maulvi Muhammad Ali
The Holy Quran — Maulvi Muhammad Ali

૨૭–૬–૫૧ ચૂ. પુ. બારોટ
ગૂજરાત વિદ્યાપીઠ

# અનુક્રમણિકા

## ૧

# ઇસ્લામનો સુવર્ણયુગ

## [૧]

એશિયા ખંડના નૈઋત્ય ખૂણાનો પ્રદેશ એ અરબસ્તાન. લગભગ હિંદુસ્તાન જેટલો એ વિશાળ છે, હિંદુસ્તાનની જેમ દ્વીપકલ્પ છે. દક્ષિણે હિંદી મહાસાગરનાં, પશ્ચિમે રાતા સમુદ્રનાં, અને પૂર્વમાં ઇરાની અખાતનાં જળો દિનરાત એના કિનારા પર હલ્લા કર્યા કરે છે, પણ એ પથરાળ ને રેતાળ પ્રદેશ એને મચક આપતો નથી.

હિંદુસ્તાન સાથે એનુ બીજુ કશું સામ્ય નથી પણ હિંદુસ્તાન સાથે એ નિકટનો સંબંધ ધરાવે છે. કારણ, આપણા ઇસ્લામી બિરાદરોના ધર્મનું એ ઊગમસ્થાન છે. ને ત્યાંનુ મક્કા શહેર ઇસ્લામીઓને મન, હિંદુઓને મન જેટલુ કાશી છે એટલુ જ, પવિત્ર છે.

ઈ. સ. ૫૭૦ની સાલમા જ્યારે એ શહેરમાં ઇસ્લામી મજહબના મૂળ પુરુષ મહંમદ સાહેબનો જન્મ થયો, ત્યારે એ દેશની કેવી સ્થિતિ હતી અને ઈ. સ. ૬૩૨માં એ ગુજરી ગયા ત્યારે કેવી હતી, તે જાણવા જેવું છે. મહંમદ સાહેબના જન્મ સમયે અરબસ્તાનના વતનીઓ એટલે કે આરબો નિકૃષ્ટ પ્રકારની મૂર્તિપૂજામા ગાર્કેલ પડ્યા હતા. એમના સર્વશ્રેષ્ઠ કાબા નામક મંદિરમાં દેવદેવીઓની કાંઈ નહિ તો ત્રણસો મૂર્તિઓ ગોઠવાયેલી હતી એકેશ્વર, કે બધા દેવદેવીઓની હારમાળાના સૂત્રરૂપ કોઈ સર્વોપરી સત્ત્વ કે સત્તાને તેઓ જાણતા કે ઓળખતા નહોતા. ત્યાં અનેક પશુવધ થતા ને ભોગ અપાતા એટલુ

જ નહિ, કેટલીક વાર માણસના ભોગ પણ અપાતા. લોકો જાતજાતના વહેમોને જ ધર્મ માનતા. ને કેટલાકને તો સાપ, વીંછી ને મડદાલ માંસ ખાતા પણ ચીતરી ચડતી નહિ. એકલદોકલ મુસાફર દીઠો તો લૂંટી લેવો કે મારી નાખવો, કે અંદર અંદર જરા ઝઘડો થયો તો ખંજર કાઢી ખૂનરેજી કરી દેવી, એ તો જાણે શાકદાળ જેવી વાત હતી. શહેરોમાં ને ગામડામાં રહેતા થોડા લોકો ઈરાન અને હિંદુસ્તાનનો માલ યુરોપમાં પહોંચાડવાનો ધંધો કરતા; પણ બાકીના રણનિવાસી લોકો તો તંબૂઓમાં પડ્યા રહેતા, ને પોતાનાં ઊંટ, ઘોડાં કે ગધેડાં લઈને રખડુ જીવન ગુજારતા. બધા જ આરબો નવરાશનો વખત નશાબાજી, રંડીબાજી ને જુગારબાજીમાં ગાળતા. માલદાર માણસો ઉપર્યુક્ત કોઈ રખડુ આરબોની હડીએ ચડ્યા તો લૂંટાયા વિના રહેતા નહિ. એમ એ અજ્ઞાન રખડુ આરબો શહેરના કે ગામડાના માલદાર માણસની હડીએ ચડ્યા તો તીન વ્યાજખોરીના કે વણિક દગાબાજી ને છેતરપિંડીના ભોગ થયા વિના પણ રહેતા નહિ. પ્રજા બધી અમુક કુળવાર કબીલાઓમાં કે ટોળીઓમાં વહેંચાયેલી રહેતી. ને નજીવા કારણોસર પણ અવારનવાર એકબીજા જોડે લડ્યા ઝઘડ્યા કરતી, એટલું જ નહિ ઘણી વાર એમાંથી જાગેલા વેરની હોળી વારસામાં ઊતરી સૈકાઓ સુધી ચાલતી ને મનુષ્યનું લોહી પાણીની જેમ વહેતું કાબાની પ્રદક્ષિણા કરતાં એમને જેમ નગ્ન થતાં શરમ નહોતી આવતી, એમ જ દુશ્મનના મરી ગયા પછી એના મડદાના નાકકાન કાપી લેતાં પણ એમને શરમ નહોતી આવતી. આરબો પરણવામાં પાછું વાળીને જોતા નહિ; એક નહિ, બે નહિ, અનેક નહિ પણ અમર્યાદ પત્નીઓ કરવી એ સામાન્ય રિવાજ હતો. સ્ત્રીઓને કશા જ હક્ક નહોતા. બાપ મરી જાય ત્યારે એની મિલકતની જેમ એની બૈરીઓ પણ દીકરાને વારસામાં મળતી! અને છોકરીઓ મારી નાખવી એ એમને મોસાળ મોકલી કહેવાતું! મનુષ્ય મનુષ્યને ગુલામ બનાવતો, ને અપહરણ કરીને, લડાઈમાં કેદ પકડીને કે ખરીદી લઈને એકઠા કરેલા આવા માનવ ગુલામો સાથે ઢોર કરતાં પણ તુચ્છ વ્યવહાર રખાતો.

બુદ્ધ ભગવાનને એક વ્યાધિગ્રસ્ત માણસ, એક ખખડી ગયેલું વૃદ્ધ શરીર, ને એક સ્મશાને જતું મડદું જોઈને જે વૈરાગ્ય આવ્યો હતો એવો વૈરાગ્ય મહંમદ સાહેબને પણ આવ્યો, ને એમણે પણ મહાભિનિષ્ક્રમણ કર્યું, એવું કોઈ પુરાણ એમના જીવનની આજુબાજુ ઊભું થયું નથી. પણ આ સંસારના તાપ શમાવવા બુદ્ધ ભગવાને જેમ ઉગ્ર તપસ્યા કરી, એમ મહંમદ સાહેબે પણ મક્કાની નજીકના પર્વતોની ગુફાઓમાં જઈને ઉગ્ર તપસ્યા કરી. ને એ તપસ્યા ને સમાધિને પરિણામે એમને અરબસ્તાનના બદલે, માનવજાતિના ઉદ્ધારનો જે પેગામ મળ્યો, એ આરબોમાં ફેલાવીને એ પેગંબર થયા; ને આરબો તથા અરબસ્તાનનો એમણે ઉદ્ધાર કર્યો.

એમણે આરબોને શીખવ્યું કે ઈશ્વર એક જ છે; એ મૂર્તિપૂજાથી નહીં, પણ સત્કર્મથી મળે છે; સાચો ને સંપૂર્ણ ધર્મ એક જ છે ને પોતે તેના પેગમ્બર છે; ચારથી વધારે પત્ની કરવાનો કોઈને અધિકાર જ નથી, ને તે પણ જો બધી પત્નીઓને એકસરખી ને ન્યાય્ય રીતે રાખી શકાય તો જ; દારૂને તો અડકાય પણ નહિ; જુગાર તો રમાય જ કેમ? આપણે બધા એક ખુદાના બંદા છીએ, એકધર્મી છીએ; આપણે અંદર અંદર કાપાકાપી ને ખૂનરેજી કરીએ એ તો મહાપાપ! પૈસા તો ખુદાએ પુણ્ય કરવા, ગરીબોની સેવા કરવા આપ્યા છે, વ્યાજ ખાવા અને ગરીબોને રહેંસવા નહિ, સ્ત્રીઓ તરફ કુદૃષ્ટિ કરાય જ કેમ? ગુલામોને દુઃખ દેશે એ ખુદાનો ગુનેગાર થશે; ગુલામોને જે મુક્તિ આપશે એનાં અનેક પાપો બળી જશે; આપણે ખાઈએ તેવો જ ખોરાક ને આપણે પહેરીએ એવો જ પોષાક આપણા બંદાઓને આપવો ઘટે; જેની પાસે નાણાં હોય કે ઘરેણાં હોય તે બધાએ તેનો યા તો પોતાની આમદાનીનો દસમો ભાગ ગરીબગુરબાંઓના પોષણ માટે ને ઇસ્લામની સેવા માટે—જકાતરૂપે ખરચવો જોઈએ; આ દસમા ભાગ જેટલું પુણ્યદાન જે નથી કરતો, જે આટલી જકાત ખુદાઈ કામો માટે નથી આપતો તે હરામનું ખાય છે; દરેક આદમીએ દરરોજ દિવસમાં પાંચ વાર ખુદાની બંદગી

કરવી જોઈએ યાને નમાજ પઢવી જોઈએ, રમજાન મહિનામાં રોજા રાખવા જોઈએ શુક્રવારે સામુદાયિક નમાજમાં અચૂક હાજરી આપવી જોઈએ ને પાકદિન, ખુદાપરસ્ત જીવન ગુજારવું જોઈએ આવા આવા ઉપદેશોથી ને સુધારાઓથી એમણે આરબોની સૂરત જ બદલી નાખી અનેક ટોળીઓમાં વહેંચાયેલા ને નિરંતર લડતાઝઘડતા આરબોને આમ સુગઠિત શિસ્તબદ્ધ ને સુસંપી એકપ્રજા—એકરાષ્ટ્ર બનાવી દીધા અને તેઓ જેવા એક ને અવિભાજ્ય થયા, એવા જ બળવાન થયા

મહંમદ સાહેબ આરબોના ધાર્મિક બાબતોમાં જેવા આગેવાન બન્યા, એવા રાજકીય બાબતોમાં પણ બન્યા ઈરાની અને રૂમી વિજેતાઓ, જે દેશના અને ભાગોમાં સામ્રાજ્ય જમાવી બેઠા હતા, તેમને એમણે હાંકી કાઢ્યા ને એક ધર્મ એક પેગંબર ને એક છત્ર તળે એમણે એક એવો ધર્મ ને ધાર્મિક ઝનૂન આપ્યું કે જેને લીધે એ લોકોએ પાછળથી લગભગ ચોથાભાગની દુનિયાને જીતી લીધી ને ઇસ્લામનો ફેલાવો કર્યો

# [ ૨ ]

ચાળીસ વર્ષની ઉમ્મરે મહંમદ સાહેબને પેગંબરી પ્રાપ્ત થઈ ને ત્રેસઠમા વર્ષની શરૂઆતમાં એ જન્નતનશીન થયા આટલા ટૂંકા ગાળામાં એમણે અદ્ભુત કામ કર્યું પણ આટલો ટૂંકો સમય બધા જ આરબોના સ્વભાવ અને ચારિત્ર્યમાં મૂળજૂના ને આખી પલટો આણવા માટે વસ્તુત પૂરતો નહોતો દિવસની પાંચ નમાજ રમજાનના રોજા દારૂનો ત્યાગ જમાતનો મજહબ ને રંગીલાપણાનો સંતર મહિમાર હજી ઘણુ ને ખટતા હતા બીજુ આવો નાચ્યો એટલે ઓ લી નાખી ની જેમ મહંમદ સાહેબની વિજયગી સહાતા જોઈને એમના જીવનમાં જ એમની નબળી નજર ભરીને પેગંબર બની બેસવાનો બીજા કેટલાકને શોખ થઈ આવ્યો હતો એટલે મહમ્મદ સાહેબને ખુદાએ બોલાવી લીધા છે એવી ખબર પડતાં જ આખા અરબસ્તાનમાં ઠેરઠેર નાસ્તિકતા ને બળવા વાયરા વાયા પણ એ ટાકણે મદીનાના લોકોએ પેગંબર સાહેબની ગાદી સાચવવા એમના પ્રતિનિધિ

માને ખલીફ તરીકે હજરત અબુબકર નામના એક અત્યંત પાકદિલ, બુદ્ધિશાળી, કાર્યદક્ષ ને ચુસ્ત અનુયાયીની ચૂંટણી કરી. એમણે નાસ્તિકતા અને બંડને મૂળમાંથી દાબ્યાં, ને આરબ પ્રજાના લડાયક જુસ્સાને પરદેશોમાં ઇસ્લામનો દિગ્વિજય કરવા તરફ વાળ્યો. એમણે રાજ્ય તો ફક્ત બે વર્ષ જ કર્યું, પણ એમણે ઊછરતા ઇસ્લામના મૂળ પર થતા ઘા બહાદુરીથી ને સફળતાથી વાર્યા; ને ઇસ્લામના રાજકીય ને ધાર્મિક સામ્રાજ્યને દૃઢ કર્યું એટલું જ નહિ, પેલેસ્ટાઈન, દક્ષિણ સિરિયા ને ઇરાક સુધી વિસ્તાર્યું.

આ ઉપરાંત એમણે એક બીજું અગત્યનું કાર્ય કર્યું. અને તે એ કે એમણે જગતની વિદાય લેતાં લેતાં હજરત ઉમરની ખલીફ તરીકે નિમણૂક કરી. હજરત ઉમર ઇસ્લામના આ સુવર્ણકાલના બધા વીર પુરુષોની જેમ મહંમદ સાહેબના નિઃસ્વાર્થ ને પાકદિલ, ચુસ્ત અનુયાયી હતા એટલું જ નહિ, એ અજબ મનોબળ ને ગજબ દૃઢતા ધરાવનાર પુરુષ હતા એમની કડકાઈ જેટલી સર્વવ્યાપી હતી એટલી એમની નિષ્પક્ષતા સર્વતોમુખી હતી. રંક કે રાય કોઇનો શિસ્તભંગ એ ઘડીભર પણ સાંખી લેતા નહિ. ભલભલા સૂબાઓને ને સેનાપતિઓને નાનામાં નાના ગુના માટે પદચ્યુત કરતા એમણે જરા પણ વાર લગાડી નથી. એમની સમશેર ભયાનક હતી, પણ એમની કલમ એથી પણ વધારે ભયાનક હતી. એથી એમનાં ફરમાનોનો જોતાવેંત ને બરાબર અમલ થતો એક લેખક લખે છે કે, 'સાડા દસ વર્ષના અલ્પ સમયમા એમણે ગર્વિષ્ઠ અને બળવાન રૂમી સામ્રાજ્યનો ગર્વ ઉતાર્યો અને જગતની તવારીખમા જેનો જોટો નથી એવી ઝડપે ઈરાની સામ્રાજ્યના ભુક્કા કર્યા પશ્ચિમમા ત્રિપોલીથી માંડીને પૂર્વમા બલુચિસ્તાનની સરહદ સુધી એમણે ઇસ્લામનો દિગ્વિજય કર્યો, ને એક ગંજાવર ઇસ્લામી સામ્રાજ્યની સ્થાપના કરી. જમીનમહેસૂલપદ્ધતિને એમણે નિશ્ચિત ને ન્યાયી ધોરણ પર મૂકી, ને લશ્કરને એમણે શિસ્તબદ્ધ, સુવ્યવસ્થિત, બળવાન ને વિજયી બનાવ્યુ. એમણે અનેક રસ્તાઓ બનાવ્યા, અનેક નહેરો

ખોદાવી, અનેક ધર્મશાળાઓ બંધાવી ને અનેક મસ્જિદો ઊભી કરી. ન્યાયવ્યવસ્થાને એમણે નિર્મળતા અર્પી ને કેળવણીને એમણે મફત કરી દીધી, ને ઇસ્લામી કાયદાના તથા પાક કુરાનના જ્ઞાનનો બહોળો ફેલાવો કર્યો: બધા મુસલમાનો સિદ્ધાંતની દૃષ્ટિએ સમાન હતા, પણ એમણે વ્યવહારમાં પણ એમને સમાન બનાવ્યા. વૃદ્ધ અને અપંગોને એમણે જિવાઈ બાંધી આપી ને બિનઇસ્લામીઓને એમણે ધર્મસ્વાતંત્ર્ય આપ્યું; એટલું જ નહિ, એમણે એમના બીજા હક્કોને પણ સુરક્ષિત કર્યા.'

ઈ. સ. ૬૪૪માં નમાજ પઢવા જતાં, મદીનાની જુમા મસીદમાં જ, એક માની લીધેલા ગેરઇન્સાફ ખાતર, એમનું એક ગુલામે ખૂન કર્યું, ત્યારે ઇસ્લામની ચડતીનો સૂર્ય મધ્યાહ્ને હતો. એમની પછી ખલીફ તરીકે હજરત ઉસ્માનની ચૂંટણી થઈ; પણ હજરત ઉમરના તેજસ્વી ને નિષ્પક્ષ શાસન પછી એમનું શાસન આરબોને નિસ્તેજ ને સગાંસાગવાંનો પક્ષ કરનારું જણાયું. પરિણામે જે બંડ થયું એમાં એમને એમના જ ઘરમાં ઘેરીને, તેઓ જ્યારે કુરાન પઢતા હતા ત્યારે જ ઠાર કરવામાં આવ્યા.

મહમદ સાહેબે આરબોને એકરાષ્ટ્ર બનાવ્યા ત્યારપછી મુસલમાનોમાં અંદર અંદર પોતાના આગેવાનની નાપાક ખૂનરેજી શરૂ થયાનો આ પહેલો દાખલો છે ને એનો દિવસે દિવસે એવો ચેપ લાગ્યો કે ન પૂછો વાત! આથી જે આંતરવિગ્રહની શરૂઆત થઈ અને શિયા, સુન્ની, ખવારિજો ઇત્યાદિ જે પક્ષો પડયા, એથી ઇસ્લામે સર્જેલી — સામાન્ય રીતે ઇસ્લામીઓની ને ખાસ કરીને આરબોની — અદ્ભુત એકતાના ભુક્કા ઊડી ગયા. ને હજરત ઉસ્માન પછી ખલીફની ગાદીએ આવનાર હજરત અલી જિન્દગીભર આ વિગ્રહ શમાવવાની ને એકચક્રે રાજ્ય કરવાની મથામણ કરતાં જ એક ધર્માંધ ખવારિજના હાથે, હજરત ઉમરની જેમ, ઇબાદત કરવા જતાં બહેશ્તનશીન થયા.

હજરત અલીનો હરીફ મુઆવિયા ત્યાર પછી ગાદીએ આવ્યો, પણ એનું આગમન થયું ત્યારથી ખલીફાતમાં જે નિષ્કલંક પાવિત્ર્યનું

અપ્રતીમ તેજ હતુ તે સાવ ઊડી ન ગયું, તોપણ અત્યંત ઝાંખું તો થયું જ. ત્યારથી જગતની બધી જૂની શહેનશાહતોની જેમ ખલીફાનું પદ વંશપરંપરાગત બની ગયુ, અને કડવી લડાઈઓ અને વિગ્રહોનું મહા કેન્દ્ર થઈ પડ્યું, ઇસ્લામી પ્રજાતંત્ર જેવી કોઈ વસ્તુ રહી નહિ, ને ખલીફનું પદ આખું મઝહબી મટીને બળિયાના બે ભાગના મામૂલી પરિણામ જેવું દુન્યવી થઈ ગયુ. ને એમ ઇસ્લામનો સુવર્ણયુગ પૂરો થયો

ઇસ્લામી સુવર્ણયુગના આ પાંચે પુરુષોનાં સંક્ષિપ્ત પણ જરા વિગતવાર ચરિત્ર તરફ હવે વળીએ.

## ૨

## હજરત મહંમદ પેગંબર

### [૧]

શ્રીકૃષ્ણમુખે ગીતામાં ભગવાને ભાખ્યુ છે —

'જ્યારે જ્યારે થતી ગ્લાનિ ધર્મની સુણ ભારત'
અધર્મ ધર્મ થઈ રાચે, ત્યારે ધારું જ દેહ હુ,
સાધુઓને પરિત્રાણી, દુષ્કૃતોને વિનાશવા
ધર્મસંસ્થાપનાર્થે હું, જન્મ ધારું યુગે યુગે'.

આ હિંદુ માન્યતા છે પ્રાચીન યહૂદી, આરબ વગેરે શેમવંશીઓમાં આને મળતી પણ જરા જુદી એવી માન્યતા હતી કે, ઉપરકણા સંજોગોમાં દુનિયામાં અવતરી ચૂકેલા એવા, કોઈ પાકદિલ આદમીને એની લાયકાત જોઈને પોતાના પેગંબર તરીકે ખુદા પસંદ કરે છે, ને પોતાના ખાસ પેગામો પહોંચાડી એનો પ્રચાર કરવા ને ધર્મની પુન સંસ્થાપના કરવાનો આદેશ આપે છે જે એના પેગામને માને છે તેમનો ઉદ્ધાર થાય છે, ને નથી માનતા એમનો નાશ થાય છે.

હજરત મહમદ (સ અ)[1] એક આવા અવતારી મહાપુરુષ યાને પેગંબર થઈ ગયા એમનો જન્મ અરબસ્તાનના યાત્રાધામ એવા મક્કા નામક પ્રસિદ્ધ નગરમાં ઈ સ ૫૭૦ની ૨ મી ઓગસ્ટ, અથવા તો મુસ્લિમોની પ્રસિદ્ધ પરંપરા પ્રમાણે ૧૨મી રબીઉલ અવ્વલને રોજ થયેલો મનાય છે પાછળથી થયેલી કેટલીક શોધખોળોને પરિણામે આમાં જરા ફેરફાર પડ્યો છે અને તે એ કે એમનો જન્મ ૧૨ને બદલે ૯મી રબીઉલ અવ્વલને રોજ થયો મનાય છે[2] એ ગમે તેમ હોય એટલું તો ખરું છે કે એમનો જન્મ મક્કાના હાકેમ અને મુહાફિઝ (રક્ષક) અને કાબાના પ્રસિદ્ધ ધામના મુખી બની હાશિમના[3] નામે ઓળખાતા અબ્દ મુનાફના કુટુંબમાં થયો હતો એમના પિતાનું નામ અબ્દુલ્લા અને માતાનું આમીના એમના જન્મપૂર્વે, ૨૫–૨૬ વર્ષની નાની ઉમ્મરે જ, પિતા અબ્દુલ્લા ગુજરી ગયા હતા અબ્દુલ્લા અબ્દુલમુત્તલિબના નાનામાં નાના દીકરા હતા એટલે જુવાન દીકરાના મરણના ભરમાં ઘા પછી એ વૃદ્ધદિલ પર પૌત્રનો જન્મ અમૃતલેપ સમાન નીવડ્યો એ ઘણા ખુશ થઈ ગયા અને બાળક મહમદને લઈને કાબાની પ્રદક્ષિણા કરી આવ્યા આરબ કુટુંબોના રિવાજ મુજબ જન્મ પછી થોડા જ અરસામાં મહમદ સાહેબને હલીમા નામની એક બદ્દુ જાતિની

૧ એક અરબી આશીર્વચનનો સંક્ષેપ અનો અર્થ 'એમને ઈશ્વરના આશીર્વાદ અને શાંતિ હો' એવો થાય છે ઇસ્લામી સભ્યતા પ્રમાણે પેગંબર સાહેબનું નામ જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં આ સંક્ષેપ એમના નામની પાછળ મૂકવો જોઈએ

૨ ઇમામ અબ્દુલ કાદર ખાવજીર કૃત હઝરત મુહંમદ પૃ ૪ ૫ સુંદરલાલ પોતાના હઝરત મુહંમદ અને ઇસ્લામ માં પૃ ૨૧ ઉપર અંગ્રેજી તારીખ ઈ સ ૫૭૧ની ૨૦મી એપ્રિલ આપે છે

૩ બની અરબી શબ્દ છે બે બિન અર્થાત્ બેટાનું બહુવચન છે જેમ બની હાશિમ બની ઇસ્રાઈલ ઇત્યાદિ પ્રયોગોનો અર્થ હાશિમના ફરજંદો ઇસ્રાઈલના ફરજંદો એવો કરવાનો છે

ભરવાડણને ખોળે મૂકવામાં આવ્યા. અને એનુ ધાવણ ધાવીને તથા એનાં ઘેટાં બકરાં ને ઊંટ વગેરે ચારીને તથા એના ગોપબાળો ભેગા જ રખડીકૂટીને એ પાંચ વર્ષના થયા. હિંદુઓના પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણને ગોપરાણી જસોદાએ અંતરના ઉમળકાથી લાડેકોડે ઉછેર્યા એવા જ પ્રેમથી આ મુસ્લિમ પૂર્ણપુરુષને હલીમાએ ઉછેર્યા કહેવાય છે. મહંમદ સાહેબ હલીમાનો આ પ્યાર કદી ભૂલ્યા નથી એક વાર બીબી ખદીજા જોડે લગ્ન કર્યા પછી, અને બીજી વાર મક્કા સર કર્યા પછી, એમ બે વાર હલીમા પોતાના આ દૂધપુત્રને મળવા આવેલી બંને વાર મહમદ સાહેબે એને કરાય એટલી નવાજેશ કરીને અને બહુ માન આપીને વિદાય આપી છે.

કહેવાય છે કે રણનિવાસ દરમિયાન જ્યારે મહંમદ સાહેબની ઉમ્મર ચાર વર્ષની હતી ત્યારે બે ફિરસ્તાઓ એકાએક એમની પાસે ઊતરી આવેલા, ને એમનુ પેટ ચીરીને એમના હૃદયમાથી કુવાસનાઓનુ જન્મસ્થાન મનાતો એક કાળો ભાગ કાપી ગયેલા. એ ગમે તેમ હોય, બદુઈઓના સરળ જીવનના સહવાસના આ સમયમા જ એમના દિલમા નેકી અને ઈમાનદારીના બીજ વવાયા એમની નાનપણથી જ જણાતી એકાતપ્રિયતા અને વિચારમગ્ન ગભીરતા પણ આ બદુઈ રણજીવનના સસ્કારને આભારી હોય તો નવાઈ નહિ

પાંચેક વર્ષની ઉમ્મરે હલીમા એમને પુન આમીનાને ખોળે સોપી ગઈ પણ માતાનુ સુખ નસીબમા લાબુ નહિ લખેલુ એટલે એકાદ વર્ષ પૂરુ થયુ ન થયુ ત્યા તો માતાએ આ દુનિયાની વિદાય લીધી આથી પ્રેમસાગરસમા દાદા અબ્દુલ મુત્તલિબે એમને સભાળી લીધા પણ એ પણ મહમદ સાહેબ આઠ નવ વર્ષના થયા એટલામા જન્નતનશીન થઈ ગયા આથી એમનુ વાલીપણુ કાકા અબૂતાલિબને માથે આવી પડ્યુ. થોડા જ સમયમા બંને વચ્ચે મહોબતની એવી મજબૂત ગાઢ બધાઈ ગઈ કે મહંમદ સાહેબનુ ખાવુ, પીવુ, સૂવુ, બેસવુ ને ફરવુ સુધ્ધા એ કાકાની જોડે જ રહેતુ

અબૂતાલિબની આર્થિક સ્થિતિ મંદ પડી ગઈ હતી એટલે મક્કાશરીફનો તથા કાબાશરીફનો વહીવટ છોડી દઈને એ એક સામાન્ય ગરીબ નાગરિકની જેમ રહેતા હતા. આથી કરીને, હલીમાનાં છોકરાંઓ જોડે રણજીવનમાં ફરતા, એમ જ જરા મોટા થતાં અબૂતાલિબનાં ઘેટાં, બકરાં ને ઊંટ ચરાવવાનું કામ મહંમદ સાહેબના ભાગમાં આવતું અને એમના એકાંતપ્રિય, ચિંતનશીલ અને કુદરતખુશ સ્વભાવને લીધે એમને એ ગમતું પણ ખરું. એ બાર વર્ષના થયા ત્યારે અબૂતાલિબ માલ ભરેલી વણજાર લઈને સિરિયાની વેપારયાત્રાએ નીકળ્યા. મહંમદ સાહેબ રડીને એમની કેડે થયા. રસ્તામાં અનેક યહૂદી વસાહતોમાં રોકાવાનું થયું. આ અરસામાં બુહિરા નામના એક યહૂદી પાદરીએ એમના પ્રશ્નો જોઈને વાતચીતમાં એમ ભાખેલું કહેવાય છે કે આગળ જતાં આ છોકરો પેગંબર થશે.

આ પ્રથમ વેપારયાત્રા દરમિયાન બાળક મહમદને વેપારનું જ નહિ, પણ સ્વદેશનું તેની નદીઓ અને નાળાંનું, ખીણો અને પર્વતોનું, તેનાં પ્રાચીન ખંડેરોનું, તેના યહૂદી, ખ્રિસ્તી વગેરે ભિન્નધર્મી વિવિધ લોકોનું તથા એમના રીતરિવાજ વગેરેનું પ્રત્યક્ષ જ્ઞાન થયું. એમના ચિંતનશીલ અને ભવિષ્યદર્શી સ્વભાવને આ મુસાફરીમાં જે ખોરાક મળ્યો તેમાં બીજો ઉમેરો કરનાર એ મક્કા નજીક ઓકાઝ નામના સ્થળે ભરાનારો વાર્ષિક મેળો છે. એ મેળામાં દેશભરના લોકો એકઠા થતા અને માલની લેવડદેવડ કરતા, યહૂદી, ખ્રિસ્તી વગેરે રબ્બીઓ, પાદરીઓ અને મૌલવીઓ ધર્મોપદેશ કરતા કે ધર્મચર્ચા કરતા તે ત્યાં તેઓ સાંભળતા અને ત્યાં ભરાતા મુશાયરામાં ભાગ લેતા લેતા આનંદ મગ્ન કરીને વીખરાઈ જતા. મહમદ સાહેબને બહુ એ મુશાયરામાં બહુ મઝા પડતી. ત્યાં વખણાયેલી ખાસ ખાસ કવિતાઓને ઉત્તેજન અને રાષ્ટ્રમાન આપવા માટે ચકચકિત અક્ષરોમાં લખીને કાબામાં લટકાવવામાં આવતી ને તે 'સોનેરી' કહેવાતી. આથી ત્યાં શાયરીની જબરી હરીફાઈ જામતી. મહંમદ સાહેબની સુપ્રસિદ્ધ સુંદર, વેધક અને નમૂનેદાર અરબીના

ઘડતરમાં રૂઢ પ્રયોગોની બાબતમાં બદુઈ બોલીનો યશસ્વી ફાળો ગણાય છે. એમ, આ મુશાયરાઓએ પણ એમાં યશસ્વી ફાળો આપ્યો મનાય છે.

આ મેળામાં કેટલીક વાર જુવાનોનાં અટકચાળાં કે મસ્તીતોફાનમાંથી, અથવા તો આરબ ટોળીઓની સાંકડી મનોદશા પ્રમાણે સામસામી કરાતી શેખીની મારામારીની મૌખિક કે શારીરિક મલકુસ્તીમાંથી, સત્તાવાળાઓની બધી તકેદારી છતાં, ભારે ટંટાફિસાદ પણ જાગી જતાં. મક્કાના કુરેશો અને તાયફના બની હવાઝિનો વચ્ચે આવા એક ઝઘડામાંથી પાડાખારની એવી આંટી પડી ગઈ કે એમની વચ્ચે લગભગ દસ વર્ષ ઝઘડો ચાલ્યો. આમાંનાં છેલ્લાં ચારેક વર્ષ તો રીતસર ઝપાઝપી, દરોડા અને લડાઈમાં જ ગયાં; અને મક્કાના યાત્રાધામની પવિત્રતાની મર્યાદા પણ ન સચવાઈ. એથી કરીને આ યુદ્ધને ફિજ્ર યાને અધર્મયુદ્ધ કહેવાય છે.

આ યુદ્ધમાં મહંમદ સાહેબને પોતાના કાકાની પડખે ઊભા રહેવાનું આવેલું. પણ પ્રત્યક્ષ યુદ્ધ એમના સ્વભાવને અનુકૂળ નહીં હોવાથી, કહે છે કે, આ વખતે (અઢારેક વર્ષની ઉંમર છતાં) એમણે દુશ્મનનાં આવી પડતાં તીરો વીણી લાવીને કાકાને આપવા ઉપરાંત કશું જ નહીં કરેલું. આમ છતાં, મઝલૂમોની હિફાજતના કામમાં એમને ભારે રસ હતો. કાબાની આ વખતની હકૂમત નબળી હોવાથી ત્યાં હજ કરવા આવેલા ભલભલા માણસો ધોળે દિવસે લૂંટાતા. આથી યાત્રાળુઓના રક્ષણ માટે 'હિલફુલફુઝૂલ' નામનું એક સ્વયંસેવક દળ ઊભું કરવામાં આવ્યું હતું. એની સ્થાપના માટે અપાયેલી મિજબાનીમાં અને ત્યાં લેવાયેલા મઝલૂમોનો પક્ષ કરવાના શપથમાં અને સમુદ્રમાં પાણીનું એક ટીપું પણ રહ્યું હોય ત્યાંસુધી એમના દાવાને માન અપાવવાના અથવા તો પોતાનાં સાધનોમાંથી જોઈતું કરતુ આપીને એમને સંતુષ્ટ કરવાના સોગંદવિધિમાં મહંમદ સાહેબ સામેલ હતા. અને પાછલાં વર્ષોમાં પ્રસંગોપાત્ત આને વિષે એ એમ કહેતા કે 'અરબસ્તાનના સારામાં સારાં ઊંટના સાટામાં મને એમ કહેવામાં આવે કે આ સોગંદવિધિમાં હાજર રહેવાની વાતનું સ્મરણ તમે ભૂલી જાઓ તો હું કહું કે ના! એ નહીં બને!'

## [૨]

આમ ગરીબાઈમાં પણ કાકાની માયાળુ પાંખમાં વિવિધ અનુભવો લેતા લેતા મહમદ સાહેબ પચીસેક વર્ષની પુખ્ત ઉમ્મરે પહોંચ્યા ત્યારે ખદીજા નામની ૪૦ વર્ષની એક દોલતમંદ બાઈને એનો શૌહર ગુજરી જવાથી પોતા તરફથી ઈમાનદારીથી વેપારવણજ ખેડી શકે એવા વિશ્વાસુ માણસની જરૂર પડી. પોતાના સગાવહાલામાં હોઈ કાકા અબૂતાલિબે આ કામ માટે મહમદ સાહેબની સિફારશ કરી, ને તે મંજૂર થતા એમને વણજાર લઈને સિરિયાની સફરે જવાનું થયું. આમાં એમણે જે કાબેલિયત, હોશિયારી અને ઈમાનદારી બતાવી અને સારો જેવો નફો કરી આપ્યો એની બીબી ખદીજા પર ઘણી સારી અસર પડી. એમાં વધતા જતા સંપર્કને લીધે દિનપ્રતિદિન વધારો થતો ગયો છેવટ એક દિવસ જે ખદીજાએ અત્યાર પૂર્વે ભલભલા દોલતમંદ કુરેશોનાં માગા પાછા કાઢ્યા હતા એણે પોતે જ એક દાસી મારફત મહમદ સાહેબ પોતાની જોડે શાદી કરવા તૈયાર થાય કે નહિ એની તપાસ કરાવી! મહમદ સાહેબની આર્થિક સ્થિતિ ખદીજા બીબીને હિસાબે 'કયા રાજા ભોજ અને કયા ગાંગો તેલી' એના જેવી હતી. એટલે આ લગ્નમાં કેટલીક અડચણો હતી પણ કાકાની મદદથી એમનો યુક્તિપૂર્વક નિકાલ થઈ ગયો અને બને લગ્નગ્રંથીથી જોડાયા!

ભગવાન શ્રીકૃષ્ણની જેમ, મહમદ પેગંબર સાહેબ પર પણ લગ્ન અને સ્રીસંબંધની બાબતમાં — મુખ્યત્વે ખ્રિસ્તી લેખકો તરફથી, મુસલમાન ઓછા ઓછા પણ — રંગીલાપણાનો આક્ષેપ કરવામાં આવેલો છે. કારણ, ૬૦ ખદીજાના મરણ પછીના જીવનના અંતિમ તેર વર્ષોમા એમણે એમના જમાનાની રસમ પ્રમાણે — એક મહાન ધર્મ-સંસ્થાપક યાને પેગંબર હોવા છતાં — નવેક લગ્ન કરેલા છે, અને ખુદ કુરાનેશરીફમાં એકી સાથે વધુમાં વધુ ચારથી વધારે નહી કરવાની મર્યાદામાં એમને અપવાદરૂપ માનેલા છે

આની ટીકા કરનારા પ્રથમ તો એ પુરાણા જમાનાને, એના રીતરિવાજોને, અને ભગવાન ખ્રિસ્તને યાદ કરતા એમની પૂર્વેના રૌમવંશીઓમા પેગંબરો મનાઈ ચૂકેલા મહાપુરુષોએ અનુસરેલ બહુલગ્ન-પદ્ધતિને વીસરી જાય છે. બીજી બાબત આ લોકો ભૂલી જાય છે તે એ છે કે મહમ્મદ સાહેબને આ લગ્નો કરતી વખતે કેવળ ધર્મપ્રચારક સન્યાસીના ધર્મોને જ અનુસરવાનુ નહોતુ, પણ ખુદાના પેગમ્બર, અથવા તો હિંદુઓના અવતારી પુરુષોની જેમ સાધુઓનુ સરક્ષણ અને દુષ્ટોનુ દમન કરવાનુ હતુ મદીનામા સ્થપાતા ને અરબસ્તાનમા ફેલાતા જતા એવા એક અભિનવ રાષ્ટ્રના સર્જક બાદશાહના ધર્મો પણ એમને બજાવવાના હતા ઉપર્યુક્ત નવે લગ્નો પૈકી પોતાના આઝાદ ગુલામ ઝૈદની એક વારની પત્ની જૈનાબ સાથે પરેના નેકા સિવાયના બીજા બધા નેકા કાતો એ જમાનાની રાજદ્વારી જરૂરિયાતો જોઈને પઢાયેના છે, કા તો નવા અપસખ્ય મુસ્લિમસમાજ બહાર પુનર્લગ્ન ન કરવા માગતી આબરૂદાર વિધવાઓને આશરો આપવા માટે કરાયેના છે પહેલેથી ખુદ મહંમદ સાહેબના જ હાથની ઉમેદવાર એવી જૈનાબ જોડેના નેકાની બાબત એમ છે કે ઝૈદને લાગેલુ ગુલામીનુ કલક નિવારવા માટે, અને એની પ્રતિષ્ઠા કરવા માટે, એને જેમ મહમદ સાહેબે પોતાનો 'પાળેલો પુત્ર' કહ્યો અને મુસ્લિમોનો સેનાપતિ સુધ્ધા બનાવ્યો, એમ જ જૈનાબની મરજીની વિરુદ્ધ થઈને અને એને મહમદ સાહેબ જોડે પરણવાની એના ભાઈની ખ્વાહિશની અવગણના કરીને, એને (પોતાની સગી ફોઈની દીકરીને) મહમદ સાહેબે ઝૈ જોડે પરણાવેલી પણ છેવટે એ અસમાન લગ્ન દુખી જ નીવડવાથી ઝૈદે તલાકથી ફારક કરેલુ અને મહમદ સાહેબને એ બાઈનો સ્વીકાર કરવા ખુદ ઝૈદે આગ્રહ કરેલો પ્રથમ તો મહમદ સાહેબે ના પાડેલી. પણ કુરાનેશરીફની એક ખાસ આયત ઉતરી, ને લગ્ન સામેના બધા લૌકિક વાધા એથી દૂર થયા, ત્યાર પછી જ એમણે એની જોડે નેકા પઢેના આ બચાવ અને આ અનેકપત્નીત્વ માટે ગમે તે મતભેદ ભલે પ્રવર્તે, પરતુ એટલુ તો સ્પષ્ટ અને નિશક છે કે પચીસ

વર્ષની મોટી ઉમ્મરે ૬૦ ખદીજા જોડે એમની શાદી થઈ ત્યાર-પહેલાં એમણે કદી કોઈની જોડે લગ્ન કર્યું નથી; કે નથી એ વિલાસી જમાનામાં પણ વિલાસ કર્યો. ૪૦ વર્ષની આ ગુણિયલ વિધવા જોડેના લગ્નમાં પણ નારીત્વના કુદરતી આકર્ષણ કરતાં સામાજિક પ્રતિષ્ઠા ને દોલતથી મળતી ફરાગત અને સુખી લગ્નજીવન જ મુખ્ય આકર્ષણ હતું ઉમ્મરની દષ્ટિએ ભારે કજોડું ગણાય એવું હોવા છતાં આ લગ્ન એમનું શ્રેષ્ઠતમ અને સૌથી સુખી લગ્ન હતુ. ૨૫ વર્ષ પછી બીબી ખદીજા ગુજરી ગયાં ત્યાંસુધી — એટલે કે મહંમદ સાહેબ ૫૦ વર્ષના થયા ત્યાં સુધી, એમણે સંપૂર્ણ એકપત્નીવ્રત પાળ્યુ છે.

[ ૩ ]

મહંમદ સાહેબની ઉમ્મર ત્રીસેક વર્ષની થઈ ત્યારે ૬૦ ખદીજાનો ઉસ્માન નામનો એક પિતરાઈ જે ખ્રિસ્તી થઈ ગયેલો એણે ઇસ્તંબૂલના રૂમી બાદશાહની સાથે મળીને મક્કાની નબળી હકૂમતનો લાભ લઈ રોમના શિરછત્ર નીચે મક્કામાં પોતાની હકૂમત સ્થાપવાનો પેતરો ગોઠવેલો. એ સફળ થયો હોત તો મક્કા પર પરદેશી હકૂમત થઈ જાત પણ મહમ્મદ સાહેબની સમયસરની પ્રવૃત્તિથી ઉસ્માન મક્કા છોડીને ચાલ્યો ગયો અને દુશ્મનોની આ બાજી ઊંધી વળી ગઈ.

મહંમદ સાહેબ પાત્રીસેક વર્ષના થયા ત્યારે એક બીજો યાદગાર બનાવ બન્યો. રેલસંકટને લીધે કાબાની દીવાલોની મરામત કરવાની જરૂર ઊભી થઈ ને એ વખતે કાબાના 'સગે અસ્વદ' નામના એક અત્યંત પ્રાચીન અને પવિત્ર મનાતા પથ્થરને યથાસ્થાને ગોઠવવાનો પ્રસંગ ઊભો થતાં, મક્કાના ચાર મોટાં મોટા કુટુંબોના આગેવાનોમાં, એને ઉપાડીને મૂકવાના હક બાબત ભારે ઝઘડો પડ્યો. અકસ્માત્ આ ઝઘડાનો નિકાલ કરવાનું કામ મહંમદ સાહેબને માથે આવી પડ્યું. એમણે ઘણો વિચાર કરીને પોતાની ચાદર ત્યા ભોંય પર પાથરી દીધી, એ પથ્થરને પોતાને હાથે ઊંચકીને એમાં મૂકી દીધો, અને પછી એ

ચારે કમીનાના એક એક અગ્રણીને કહ્યુ કે દરેક જણ એક એક છેડો પકડો ને ચારે મળીને આ ચાદર ઊંચકી પથ્થરને જ્યા મૂકવાનો છે ત્યા સુધી લઈ લો આ ડહાપણભર્યા નિમનને લીધે, જેમા આખુ અરબસ્તાન કદાચ હોમાઈ જાત એવો એક ભારે ગૃહકલહ દૂર થયો

પેગમ્બરી પ્રાપ્ત નહોતી થઈ ત્યારે પણ મહંમદ સાહેબ કેના દયાળુ અને સુધારક પુરુષ હતા એનો એક દાખલો ખદીજાએ એમની ખિદમતમા આપેલા ખ્રિસ્તી ગુલામ ઝૈદનો છે મહંમદ સાહેબે એને આઝાદ કર્યો અને એની સાથે એવુ માયાળુ, મમતાભર્યું વર્તન રાખ્યુ કે એનો બાપ હારિસ એને ઘેર લઈ જવા આવ્યો ત્યારે પણ એણે ઘેર જવાની ના પાડી મહમદ સાહેબે, હઝરત અલીની જેમ, એને પોતાના દીકરાને સ્થાને સ્થાપ્યો અને આપણે આગળ જોઈ ગયા એમ સર્વ રીતે એનો ઉદ્ધાર કર્યો એનો મહંમદ સાહેબ પ્રત્યેનો પ્રેમ ગાઢ અને રોમાંચક ગણાય છે આવા પુરુષ માટે શ્રીકૃષ્ણની જેમ 'પતિત–ઉદ્ધારણ બિરુદ તિહારો' કહેવાય તો એમા આશ્ચર્ય શુ?

[ ૪ ]

હજરત ખદીજા જોડેના લગ્ન પહેલા જ પોતાની નેકદિલી, સચ્ચાઈ, અને સદાચારથી મહમદ સાહેબ 'અલ–અમીન' યાને ઈમાનદાર અથવા 'પરમ વિશ્વાસુ' પુરુષ તરીકે નામાંકિત થઈ ચૂક્યા હતા આ લગ્નથી એમને જે ફુરસદ મળી એનો ઉપયોગ એમણે હવે વધુ ને વધુ ધાર્મિકતા કેળવવામા કરવા માંડ્યો પહેલા તો એ ફક્ત રમઝાન મહિનો જ હીરા પર્વતની ગુફામા ગાળતા પણ ધીરે ધીરે ખુદાની ખોજમા એ એટલા મગ્ન થઈ ગયા કે વરસના બારેય મહિના એમને માટે રમઝાન સમા થઈ પડ્યા ઈશ્વરભજન અને ઈશ્વરચિંતન ઉપવાસ અને પ્રાર્થનામા, અને ચારેકોર અજ્ઞાનના અંધકારમા પડેલી તથા તરેહવાર કુરિવાજોમા સબડતી જનતાના ઉદ્ધારની ઈશ્વર આગળ ધા નાખવામા એમને દિવસ અને રાત સરખા થઈ પડ્યા છેવટે પરમકૃપાળુ પ્રભુ એમના પર પ્રસન્ન થયા અને એમના આયુષ્યના ચાળીસમા વર્ષની એક રાત્રે જ્યારે એ

હીરા પર્વતની ગુફામાં ખુદાની ખોજમાં ગરકાવ હતા ત્યારે એમને એક ગેબી અવાજ સંભળાયો:

'વાંચ! વાંચ!'

'હું તો અભણ છું. શું વાંચું?' મહંમદ સાહેબે કહ્યું.

'(સૃષ્ટિના) સરજનહાર અને લોહીના અથવા પ્રેમના એક બુંદમાંથી માનવીને બનાવનાર, એવા તારા ખુદાના નામની મદદથી (વખતોવખત તારી આગળ પ્રગટ થનાર કુરાન) વાંચ. (કુરાન) વાંચ અને ખુદા પર આધાર રાખ! કારણ, તારા ખુદા પરમ કલ્યાણના કરનારા છે. કલમ (મારફત) એમણે જ્ઞાનનો પ્રચાર કર્યો છે અને (વહી * મારફત) મનુષ્યને એનું જ્ઞાન આપ્યું છે.'

આટલું બોલીને ફિરસ્તો જિબ્રાઈલ અલોપ થઈ ગયો. અને મહંમદ સાહેબ ફરી એકલા પડી ગયા. પણ આ શબ્દો એમના દિલમાં કોતરાઈ ગયા અને આ શું બની ગયું એના વિચારમાં એ સ્તબ્ધ થઈ ગયા. 'મેં જોયું તે કોઈ ભૂતપલીત તો નથી?' એવો વિચાર પણ એમને આવ્યો. અને આ નવીન અનુભવનો એમને ડર લાગ્યો. ઝપાટાબંધ એ ખદીજા પાસે ચાલ્યા ગયા. ઘેર જઈને તેમણે કહ્યું, 'મારા પર એક ચાદર

* વહી એટલે અલ્લાનો પેગામ અથવા અલ્લાની હિદાયત. એ કેવી રીતે આવે છે એના જવાબમાં ખુદ મહંમદ સાહેબે કહ્યું છે: 'એ બે રીતે આવે છે. કેટલીક વાર જિબ્રાઈલ આવે છે અને એક માણસ બીજા માણસને પહોંચાડે એવી રીતે મને એ (પેગામ) પહોંચાડે છે એ આસાન છે પણ વહી મારા પર જ્યારે ઘંટારવના ઘોરની જેમ ઊતરી આવે છે, ત્યારે મારું હૃદય ચીરાઈ જાય છે, ને મારા જાણે ટુકડે ટુકડા થઈ જાય છે એ વખતે મને ભારે કષ્ટ થાય છે.' એ વખતે નિર્વિકલ્પ સમાધિની જેમ એ મૂર્છા ખાઈને જમીન પર પછડાઈ જતા; અથવા તો જાણે ગાઢ નિદ્રા ન આવી ગઈ હોય એમ અચેત થઈને પડી રહેતા. વધારેમાં વધારે ટાઢના દિવસે પણ એમના કપાળ પર પરસેવાના ટીપાં બાઝી જતા ને ચહેરો લાલ થઈ જતો. પોતાના અલ કિસ્વા નામક ઊંટ પર સવાર હોય ને વહી ઊતરે તો એ ઊંટ પણ ફરફેરાઈ જતું અને ભારે અજંપો તથા કષ્ટ અનુભવતું!

નાખી દે, મને કંઈક થયુ છે!' આ પ્રમાણે જરાતરા વિશ્રાંતિ લીધા બાદ એમણે ખદીજાને પોતાનો આખો અનુભવ કહી સભળાવ્યો અને પૂછ્યુ, 'ખદીજા! આ મને શુ થઈ ગયુ? હુ ગુનમાગ ઉડાવનારો કે ગાંડો તો નથી થઈ ગયો?'

હજરત ખદીજાએ એમને આશ્વાસન આપ્યુ ને કહ્યુ 'તમે કદી જૂઠુ બોલ્યા જ નથી કે બૂરાઈનો જવાબ બૂરાથી આપ્યો નથી તમારો કોલ તમે પાળી બતાવ્યો છે ને સદા સદાચારી જીવન ગુજાર્યુ છે તમે ઘેલા કે ગુનમાગ ઉડાવનારા શી રીતે હોઈ શકો?'

ખુદાએ પોતાના પતિને પેગબર તરીકે પસદ કર્યો છે એની એમને ખાતરી થઈ હતી છતા યહૂદી અને ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોના પડિત મનાતા વરકા નામના એક પોતાના પિતરાઈને એમણે આ સબધી પૂછી જોયુ એણે આખી વાત સાભળી ખદીજાની માન્યતાને ટેકો આપ્યો અને એમ મહમદ સાહેબના મનનુ પણ કાઈક સમાધાન થયુ પણ ત્યાર પછી કેટલાક વખત સુધી ફરી કોઈ વાર જિબ્રાઈલના દર્શન થયા નહિ એથી શકા, ઉદાસીનતા અને નિરાશાથી ઘેરાયેલા એ અસ્વસ્થ ને અસ્વસ્થ ફર્યા કરતા એવુ કહેવાય છે કે એક વખત તો પર્વતોની ટેકરીઓ પર રખડતા રખડતા એમણે એકાદી ટેકરી પરથી ભૂસકો મારીને આપઘાત કરવાનો પણ વિચાર કર્યો પણ એટલામા જ જિબ્રાઈલના દર્શન થયા અને એ ફિરશ્તાએ વિશ્વાસ આપ્યો કે 'ઓ મહમદ! ખરેખર તું ખુદાનો પેગબર છે ને હુ જિબ્રાઈલ છુ'

આથી એમને પોતાની પેગબરીની ખાતરી થઈ અને એમણે પોતાનું નવીન ધર્મકાર્ય શરૂ કર્યું એમના હાથે પ્રથમ મુસલમાન થવાનુ થવાનુ માન હજરત ખદીજાને જાય છે ત્યાર પછી એમનો ભત્રીજો અલી અને આઝાદ ગુલામ ઝૈદ મુસલમાન થયા પણ સાચદિલી, બુદ્ધિમત્તા અને શાણપણની સાથે ધનવાન હોવાની પ્રતિષ્ઠા ધરાવનાર અબુબક્ર નામક મક્કાના મશહુર વેપારી જ્યારે એમનુ સાભળીને મુસલમાન થયા, ત્યારે જ એમની તરફ લોકોનુ ધ્યાન ખેચાયુ અને એમની પેગબરીની

કંઈક પ્રતિષ્ઠા પણ થઈ. આ પ્રતિષ્ઠાને લીધે ક્રમેક્રમે ઉમર, સાદ, ઝૌબર, તલ્હા વગેરે બીજા થોડા ઈસમો મુસલમાન થયા. આમ છતાં, પહેલાં ત્રણ વર્ષમાં સતત મહેનત છતાં, મહંમદસાહેબના અનુયાયીમંડળીમાં માંડ ચાળીસ માણસ ભળ્યાં! હજરત ખદીજા અને અબુબકરને બાદ કરતા બાકીના આડત્રીસે નાના ગણાતા ઈસમો હતા, જે કાં તો મહંમદ સાહેબનાં સગાંસાગવાંમાંથી હતા કે કાં તો ઢોરની જેમ મૂલવાતા ને હંકાતા દીનહીન, ગરીબ ગુલામો પૈકીના હતા!

ચોથા વર્ષમાં મહંમદ સાહેબને જાહેર ઉપદેશ કરવાનો આદેશ મળ્યો એટલે સફાના ડુંગર પર એમણે કુરેશોની એક જાહેરસભા ભરી ને ત્યાં પ્રવર્તમાન અંધ મૂર્તિપૂજા અને બીજી બદીઓને, સખત શબ્દોમાં વખોડી કાઢીને ઐકેશ્વર, શાંતિ અને સદાચારના પોતાના નવા ધર્મનો ઉપદેશ કર્યો કોઈએ એમની વાત ન સાંભળી એટલું જ નહિ, મૂર્તિપૂજા જેવી કુરેશોનો જીવારો ગણાય એવી વિધિઓ પર પાડેલા ફટકને લીધે ઉપહાસ, તિરસ્કાર અને વિરોધના જબરદસ્ત વંટોળનો એમને સામનો કરવો પડ્યો

આની પછી થોડા જ વખતમાં પોતાના હાશિમવંશી સગાંસાગવાંને એક મિજબાની નિમિત્તે નોતરીને આની આ જ વાત એમણે કરી જોઈ. પણ સગાંઓમાંથી કોઈએ સાથ ન આપ્યો! ફક્ત બાળક અલી ચડપ લઈને ઊભો થયો ને બોલ્યો, 'કાકા, હું તમારી મદદમાં ઊભો રહીશ, તમારો બંધુ, તમારો વારસ, તમારો પ્રતિનિધિ થઈશ!' મહંમદ સાહેબ એની હિંમત જોઈને પ્રસન્ન થયા. પણ બીજા હસ્યા ને વીખરાઈ ગયા!

આમ પોતાના ને પારકા બધાએ એમની વાત ફેંકી દીધી પણ એથી એ જરા પણ નિરાશ ન થયા પેગંબરો જ દાખવી શકે એવી નમૂનેદાર ચીવટથી, ખંતથી, ઉપહાસ અને વિરોધની બેપરવાઈથી અને હિંમતથી, પણ હંમેશાં અદ્‌ભુત કરુણામય મીઠાશથી અને અહિંસાથી, એમણે પોતાનો પ્રચાર ચાલુ રાખ્યો. એમના સાચા દિલના જોશીલા વાક્પ્રવાહને કવિતા અને તરંગીવેડા કહી ઉતારી પાડવામા [illegible]

એને જાદુનો ભોગ બનેલ મનાવાતો. રસ્તે જતાં લોક આંગળી કરીને હસતા, 'આ મોટા પેગંબર ના જોયા હોય તો!' પણ એ બધું એ પી જતા. ઉપહાસ એમને એમના ઉત્સાહ — કાર્યમાંથી પાછા પાડવા અસમર્થ છે એવું જણાતાં એમની પજવણી શરૂ થઈ. એમના રસ્તામાં કાંટા વેરવામાં આવતા. એ એને વીણી બાજુ પર ફેંકી દેતા. વાનરસેના અને ગુંડાઓનું ટોળું એમની પાછળ પાછળ ફરતું અને કેટલીક વાર કાંકરા ને પથરા પણ ફેંકતું. મક્કાથી થોડે દૂર તાયફ નામના શહેરમાં ઉપદેશ કરવા ગયા ત્યારે આવા એક ટોળાએ એમને લોહીલુહાણ કરીને પાછા કાઢ્યા હતા. એક પ્રસંગે કાબા આગળ નમાઝ પઢતાં એમની ડોકમાં ઊંટનાં આંતરડાં પહેરાવવામાં આવ્યાં. પણ એમણે એને ફૂલમાળા ગણી લીધી અને નમાઝ ચાલુ રાખી; તથા પ્રભુ એ લોકોનું ભલું કરો એવી બંદગી ગુજારી. બીજા એક પ્રસંગે એ નમાઝ પઢતા હતા ત્યારે એક ગુંડાએ પગ મૂકીને એમની ગરદન એટલા જોરથી દબાવી કે આંખો નીકળી પડે એમ થઈ ગયું!

આમ છતાં આરબ સમાજની તત્કાલીન રચના, જેને લીધે પોતાની ટોળીનો એક માણસ મરાતા આખી ટોળી એનું વેર લેવાનો નિશ્ચય કરતી, ને પેઢી દર પેઢી આ વેર ચાલતાં સમાજમાં ભારે કલેશ ઊભો થતો, એને લીધે હજી કોઈ મહંમદ સાહેબના જાન પર હાથ નાંખતું નહિ. પણ એમના પરની બધી ચીડ કુરેશો, પોતાના હાથ નીચેનો જે એમનો નવો ધર્મ કબૂલ કરે, એના પર કાઢતા. એને એ લોકો કેદ કરતા, ભૂખે મારતા અને ઇસ્લામનું 'ઘેલું' છોડાવવા એના પર જાતજાતનો જુલમ ગુજારતા. આમાં પણ જેઓ ગુલામ હતા એમના તો બાર જ વાગતા. એમને કેદ કરી ભૂખ્યા ને તરસ્યા ગામ બહાર લઈ જવાતા, ને ત્યાં, અરબસ્તાનના બળબળતા સૂર્ય નીચે, એમને સળગતી રેતીમાં સુવાડાતા. મો સૂર્ય તરફ રાખવામાં આવતું ને છાતી પર એકાદો મોટો પથ્થર મુકાતો. આ દશામાં ગુલામો માટે છૂટવાના બે જ રસ્તા હતા: ભાડભૂંજાની ભઠ્ઠીમાં ચણામમરા શેકાઈ જાય એમ અરબસ્તાનની ધગધગતી

રેતીમાં શેકાઈ જઈને, તથા ભૂખતરસ વેઠીને, મોત વહોરી લેવું કે કાંતો ઇસ્લામનો ઇનકાર કરવો! ત્રીજો રસ્તો કેટલીક વાર નીકળતો અને તે એ કે કોઈ દોલતદાર મુસલમાન ત્યાં આવી ચડે ને એને વેચાતો લઈ જીવતદાન આપે! અથવા ક્ષણભર જૂઠું બોલી, ઉપર ઉપરથી ઇસ્લામનો ઇન્કાર કરી,* મહંમદ સાહેબનું ઉપર ઉપરથી ભૂંડું બોલી છટકી જવું! પરંતુ એમના નવા પેગંબરી સંદેશાની પ્રેમખુમારીની ચોટ એવી હતી કે આટઆટલા જુલમો સામે પણ અડીખમ ઊભા રહેનાર શહીદોની ખોટ નહોતી

બિનજરૂરી અપમાનોથી બચવા અને શાંતિથી પોતાનો પ્રચાર કરવા, આ અરસામાં મહંમદ સાહેબ સફાની ટેકરી પર ચડતાં આવતા અરકામના મકાનમાં રહેવા ગયા એ મરવા અને સફા વચ્ચેના યાત્રાના રસ્તા પર આવેલ હોવાથી યાત્રાળુઓ, કંઈ નહિ તો કુતૂહલથી પણ ત્યાં એમની પાસે જતા, અને એમના ઉપદેશ સાંભળી આવતા ઘણા સુપ્રસિદ્ધ આદમીઓ ત્યાં જઈને મુસ્લિમ થયેલા છે એટલે અત્યારે પણ એ મકાન દારુલઇસ્લામ અર્થાત્ 'ઇસ્લામ ઘર' કહેવાય છે

કુરેશોને જ્યારે ખાતરી થઈ કે મહંમદ સાહેબ કશાથી પાછા પડે એમ નથી ને કોઈ પણ રીતે એમને મનાવી લેવામાં નહિ આવે તો આપણી કૌટુંબિક શાંતિ કે બાપદાદાથી ચાલતી બુતપરસ્તી એકે સલામત નથી, ત્યારે એમણે દુન્યવી દોલત અને આગેવાનીનો લોભ આપી એમનું 'ઘેલું' છોડાવવા પ્રયત્ન કર્યો એમણે કહ્યું 'આ ઘેલું મૂકી દે અમે તને મક્કાની હકૂમત આપીએ ને મનમાની દોલતની નવાજેશ કરીએ અરે કોઈપણ કુરેશ પાસે ન હોય એટલી દોલત આપીએ!' પણ મહંમદ સાહેબે કુરાનેશરીફની આયતો સંભળાવી એક જ જવાબ આપ્યો કે,

---

* માન્યા પછી જે કોઈ અલ્લાનો ઇન્કાર કરે છે સિવાય કે જેમની પાસે અંતરની દૃઢ આસ્તિક્તા છતાં જબરદસ્તીથી તેમ કરાવાય છે એમના પર ખુદાનો કોપ ઊતરે છે (૧૬ ૧૦૮)

'મારે રાજપાટ શું કરવું છે? હે મક્કાના રહેવાસીઓ! હું તો ખુદાનો પેગમ્બર છુ! મારું કામ તમને એનો પેગામ પહોચાડવાનું જ છે. એ આનશો તો તમારો ઉદ્ધાર થશે, ને નહિ માનો તો અગાઉ આદ, સામૂદ વગેરે લોકોની થઈ તેવી તમારી બૂરી વલે જ થશે!'

## [૫]

મહંમદ સાહેબે આમ પોતાનો ઉપદેશ ચાલુ રાખ્યો. પણ પોતાના અનુયાયીઓ પર થતા જુલમો જોઈ એમનુ હૈયુ દ્રવી જતુ, અને હમેશાં એમને માટે કોઈ રાહતનો માર્ગ તો શોધતું જ. એમણે અનેક માર્ગ કાઢ્યા. એમા આઝાદ લોકો માટે મોટામા મોટો ને મુખ્ય માર્ગ એમણે જે કાઢ્યો તે હિજરતનો તદનુસાર પેગમ્બરીના પાચમા વર્ષમા પદર મુસલમાનોનો એક કાફલો (જેમાં ૪ ઓરતો હતી) ઘરબાર છોડીને હબ્સીનિયા હિજરત કરી ગયો. હજરત ઉસ્માન અને એમના બીબી રુકૈયા (મહમ્મદસાહેબના પુત્રી) પણ એમા સામેલ હતાં. થોડા વખત પછી એમને ત્યા એવા સમાચાર મળ્યા, કે મહંમદ સાહેબે કુરેશો સાથે બુતપરસ્તીની બાબતમા કંઈક સમાધાન કર્યું છે એટલે હવે મક્કામાં જવુ સલામત છે, ત્યારે એ આખો કાફલો પાછો આવ્યો. પણ ટૂંક વખતમા જ માલૂમ પડ્યુ કે એ ભૂલ છે, એટલે ૮૩ આદમીઓ અને ૧૮ ઓરતો, એમ એકસો ને એક જણનો બનેલો બીજો કાફલો ત્યા હિજરત કરી ગયો. આ બીજી હિજરત કુરેશોની આખમાં કણાની જેમ ખૂચી. એથી એમણે અમરૂલઆસ* નામના પોતાના એક હોશિયારમાં હોશિયાર એલચીને મોકલીને હબ્સીનિયાના ખ્રિસ્તી શાહ નજ્જાશીને કહેવડાવ્યુ કે 'એમને આશરો ન આપતા, અમને સોપી દો. એ અમારા દુશ્મનો છે' પણ એણે તપાસ કર્યા પછી મઝલૂમ હિજરતીઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવી, કુરેશોએ મોકલેલુ નજરાણુ પાછુ મોકલ્યુ, ને એલચીને પાછો કાઢ્યો

* પાછળથી મુસલમાન થતા એ ઇસ્લામનો ચાણક્ય મનાયો.

આમ હિજરતીઓને પાછા લાવવામાં ન ફાવતા કુરેશીની લાલ થયેલી આંખ ખુદ પેગંબર સાહેબ તરફ વળી. ખાસ ખાસ માણસોનું એક પ્રતિનિધિમંડળ લઈને એઓ અબૂતાલિબ પાસે પહોંચ્યા અને મહંમદ સાહેબ સામેની પોતાની આખી ફરિયાદ રજૂ કરી. વૃદ્ધ અબૂતાલિબે તે શાંતિથી સાંભળી. પણ પ્રતિનિધિમંડળે જ્યારે જોયું, કે તેઓ કેવળ મીઠી જબાનથી આ વાતને સમજાવી મૂકવાનો જ પ્રયાસ કરે છે, ત્યારે તેઓ ચિડાયા અને એમ કહીને ચાલ્યા ગયા કે, 'અમારા, દેવદેવીઓને અને અમ મૂર્તિપૂજકોને ભાંડનાર તમારા ભત્રીજાને । તો તમે જાતે નસીહત કરજો કે ના તો નસીહત માટે એને અમારા હાથમાં સોંપી દેજો. એમાનું એક ન કરવું હોય તો પછી લડાઈ માટે તૈયાર થઈ જજો.'

અબૂતાલિબે એ લોકોની આ ધમકીનો કશો જવાબ ન આપ્યો, પણ એઓ ગયા ત્યારપછી તેનું મહંમદસાહેબને બોલાવ્યા ને બધી વાત કરીને કહ્યું કે, 'મારાથી ન ઊંચકાય એવો બોજો તારે મારે માથે ન નાખવો જોઈએ.' મહંમદ સાહેબે આ વખતે જે યાદગાર જવાબ આપ્યો એ બતાવે છે કે કેવા લોખંડી નિશ્ચય અને ગંભીરતાથી પોતે પોતાના ધર્મકાર્યને વળગી રહ્યા હતા. એમણે કહ્યું : 'મને મારા કાર્યમાંથી પાછો પાડવા એ લોકો મારા જમણા હાથમાં સૂરજ લાવીને મૂકે ને ડાબામાં ચંદ્ર, તો પણ હું પાછો પડવાનો નથી. મારા કાર્યને સૌની આગળ સ્પષ્ટ કરીને ખુદા કાં તો પાર પાડે કે કાં તો આ (એને પાર પાડતાં પાડતાં) ખપી જાય.' दंड पातयामि वा जर्यं साधयामि જેવો આ જવાબ સાંભળીને અબૂતાલિબનું હૈયું હાલી ઊઠયું. બોલ્યા : 'ભલે! જા! શાંતિથી જા બેટા! અને તારે કરવો હોય ઉપદેશ કર. ખુદાના કસમ ખાઈને કહું છું કે હું તને નહિ તજું — કદી નહિ તજું!'

કુરેશોના ક્રોધની અને જુલમની માત્રા જેમ જેમ વધતી ગઈ એમ એમ મઝલૂમ મુસ્લિમો તરફ એમનામાંના વિચારશીલ પુરુષોનું ધ્યાન વધુ ને વધુ ખેંચાતુ ગયું, ને મહંમદ સાહેબના સતત પ્રયાસોને

ધીમી પણ વધુ ને વધુ સફળતા વરવા માંડી એ જોઈને કુરેશો વળી વધારે ને વધારે ચિડાવા લાગ્યા એક દિવસ એવું બન્યુ કે એક અબૂજહાલ નામક કુરેશે મહંમદ સાહેબનું હદ બહાર અપમાન કર્યું, અને એમને ભાંડવામા તથા એમની મજાક ઉડાવવામા કશી મણા ન રાખી મહંમદ સાહેબે તો બધું ચુપચાપ સહી લીધું પણ હમઝા નામના એક મુહમ્મન કુરેશથી આ સહ્યુ ગયુ નહિ એનો મિજાજ ફાટ્યો, અને એણે ઝપ લઈ ને પેલાને કેશથી પકડીને એવો તો હચમચાવ્યો કે ન પૂછો વાત! પછી એ મહમદ સાહેબ પાસે ગયો ને બોલ્યો, 'તમારા દુશ્મનને મે જે સજા કરી એથી તમે રાજી તો થયા ને!' એમણે કહ્યુ, 'ખરો રાજી તો હું ત્યારે થાઉ કે જ્યારે તમે પોતે મુસલમાન બનો!' હમઝા આ અણધાર્યા ઉદ્ગાર સાભળી વિચારમા પડી ગયો ને છેવટે મુસલમાન બન્યો બીજા ખલીફ હજરત ઉમર પોતાના ઇસ્લામી બહેનબનેવી પાસે જબરદસ્તીથી ઇસ્લામ છોડાવવા જતા કેવી રીતે જાતે જ મુસલમાન બની ગયા એની રસિક વાત એમના ચરિત્રમા અન્યત્ર વિગતે આપેલી છે

કુરેશોને જ્યારે ખબર પડી કે, હજરત ઉમર પણ મહંમદના મુસ્લિમ * કાફલામા ભળી ગયા, ત્યારે એમની ચીડની હદ આવી ગઈ એમને લાગ્યુ કે બાપદાદાના ધર્મ પરનો આ દરોડો અટકાવવા હવે તો કડકમાં કડક પગલા ભરવા જ જોઈએ આથી એકઠા થઈને એમણે બધા બની હાશિમોનો, અર્થાત્ હાશિમના શાખાઓનો, દીવોદેવતા બધ કર્યો અને એમની સામે કડકમા કડક બહિષ્કાર પોકાર્યો વળી એ બહિષ્કારના ઠરાવને અથવા ખતને લખી કરીને એમણે કાબામા લટકાવ્યુ જેથી કરીને એની પવિત્રતા અખંડ મનાય બની હાશિમો તગ આવી ગયા, અને કોઈ અણધાર્યા હુમલામાથી બચવા, શહેર બહાર અબૂતાલિબ જે શેબ યાને

* મુસ્લિમ એટલે શરણાગત, ખુદાનો બદો એવો જ અર્થ છે. મુસલમાન એ ખરી રીતે મુસ્લિમના ફારસી બહુવચન મુસ્લિમાન પરથી બનેલો શબ્દ છે

ખીણના નળિયામાં રહેતા હતા, ત્યાં રહેવા ગયા એ જગા ત્રણે બાજુએ ટેકરીઓ ને ઘેરાતી દ્વારવાળી અને આગળ એક નીચા પ્રવેશદ્વારવાળી હોવાથી સુરક્ષિત હતી ત્યાં બેત્રણ વર્ષ બધાએ ભારે મુશ્કેલીમાં ગાળ્યા અનાજના મધરા ખૂટી જતા બાળકો મમમમ માટે રડવા લાગ્યાં હજના મહિના સિવાય કોઈથી શહેરમાં જવાતું નહિ, ને જવાતું ત્યારે ત્યાંથી કોઈથી કાંઈ લવાતું નહિ અવારનવાર ચોરીછૂપીથી કોઈ સગુંસાગવું કે સહાનુભૂતિ ધરાવનાર પરિતુ ખોરાક આપી જતું પણ એ તો આભ ફાટે ત્યારે થીગડું દેવા જેવું જ ને? એથી કંઈ બીક ભાગે?

બીજી બાજુ આ ખડક બહિષ્કારને લીધે મહંમદસાહેબનું પ્રચાર કાર્ય પણ લગભગ બંધ પડી ગયું પણ એ હિંમત ના હાર્યા એમણે ખુદા આગળ ધા નાખ્યા કરી અને છેવટે એ મદદે આવ્યા વાત એમ બની કે કાબામાં લગાવેલો પેલો બહિષ્કારનો કરાર ઉધાઈથી ખવાઈ ગયો છે એવી એમને ખબર પડી એમણે જઈને અબુતાલિબને કહ્યું. ને એ સાભળ્યા પછી અબુતાલિબ પોતાના કેટલાક ખાસ માણસોને લઈને શહેરમાં કુરેશી આગેવાનોને મળવા ગયા ને બહિષ્કાર ઉઠાવી લેવા એમને વિનતી કરી પછી વાટાઘાટ ચાલી. એ દરમિયાન તક જોઈ ને અબુતાલિબે કહ્યું, 'જુઓ, બહિષ્કારનું કાબામાં લગાવેલું ખત પોતે જ ઉધાઈથી ખવાઈ ગયું હોય તો તો પછી બહિષ્કાર ઉઠાવી લેશો ને?' બની હાશિમો પર આ વર્ષોમાં જે વીતી હતી તે જોઈને જેમના દિલ કકળી ઊઠયા હતા, અને અંદરખાને એમની તરફ સહાનુભૂતિ ધરાવતા થયા હતા, એવા કેટલાકે તેમનો પક્ષ પણ કર્યો, એટલે છેવટે એમ નક્કી થયું કે એ ખત ઉતારીને તપાસ કરવી ને ખરેખર જો એ ઉધાઈથી ખવાઈ ગયું જ હોય, તો ખુદાની ઇચ્છા એને રદ કરવાની છે એમ માની, બહિષ્કાર ઉઠાવી લેવો. તપાસમાં વાત સાચી માલૂમ પડી વિરોધીઓના હાથ હેઠા પડ્યા ને બહિષ્કાર એમની મરજી વિરુદ્ધ ફાટફૂટને લીધે ઉઠાવાઈ ગયો પરિણામે એમના પક્ષકારો જાતે જઈને બની હાશિમોને શહેરમાં પાછા લઈ આવ્યા

[૬]

પેગંબરીના આ દસમા વર્ષમાં જ કેટલાક વખત પછી હજરત ખદીજા અને શિરછત્ર કાકા અબૂતાલિબ બંને જન્નતનશીન થયા. ને કૌટુંબિક દૃષ્ટિએ નિરાધાર બનેલા પેગંબરને કુરેશી પાછા બેવડા જોરથી પજવવા મંડયા. મક્કામાં એમનું પ્રચારકાર્ય તાત્કાલિક આગળ વધે એવો કોઈ સંભવ ન દેખાતાં, એમણે મક્કાથી સિત્તેરેક માઈલને છેટે આવેલા તાયફ નામના પ્રસિદ્ધ નગર તરફ ધ્યાન દોડાવ્યું. ફક્ત ઝૈદને લઈને એ ત્યાં ઊપડયા ને ત્યાંના મુખ્ય મુખ્ય માણસોને મળીને એમને પોતાની તરફ વાળવા પ્રયત્ન કર્યો. ત્યાં એ દસ દિવસ રહ્યા પણ કોઈએ એમનું ન માન્યું. એટલું જ નહિ, તેમને મક્કાને રસ્તે પાછા ધકેલી કાઢવા નીકળેલું તોફાની ટોળું ઠેકડી કરતું, ને તાળીઓ પાડતું, ને પથરા ફેંકતું એમની કેડે પડયું. સાંજ પડી ગઈ ને અંધારું થવા આવ્યું ત્યારે જ તે પાછું ફર્યું. મૂગે મોઢે અને પેગંબરી ધૈર્ય તથા ચિંતનશીલતાથી સહન કરેલી આ પજવણી પછી એક ઝાડ તળે એ વિશ્રામ લેવા બેઠા, ત્યારે જ એમને ખબર પડી કે બંને પગ લોહીલુહાણ થઈ ગયા છે, અને ઝૈદના માથામાં મહંમદસાહેબને બચાવવા જતાં એક ભારે ઘા થયેલો છે.

આ દુઃખદ અનુભવ પછી એક મુતિમ નામના કુરેશી આગેવાનનું રક્ષણ મેળવીને એ મક્કામાં આવ્યા ને એક ઓળખીતાના ઘરમાં એમણે મુકામ કર્યો. પણ ધર્મપ્રચારનું કામ તો મક્કામાં ને બહાર એવું અશક્ય થઈ પડયું કે 'હારેકો હર નામ' સિવાય એમની પાસે હવે આ કામ માટે કશું શસ્ત્ર રહ્યું નહોતું. એ સતત પ્રાર્થના કરતા, સતત ચિંતન કરતા ને ખુદાની બંદગીમાં, ભલાઈનાં કામોમાં તથા પોતાના અભિનવ ધર્મબંધુઓ વચ્ચેનો સંબંધ ગાઢતર કરવામાં પોતાના દિવસો પસાર કરતા. પ્રચારકાર્યની માત્ર એક જ સગવડ હવે બાકી રહી હતી, અને તે હજના દિવસોમાં આખા અરબસ્તાનમાંથી ઊભરાતા યાત્રાળુઓનાં ટોળાં! મહંમદ સાહેબ આનો લાભ લેતા અને એવે વખતે બની શકે તે પ્રચાર કરતા.

એક વાર આવા યાત્રાળુઓ પૈકી પોતાના દાદાના મોસાળ એવા યસ્રેબ નગરના ખિઝ્રજ કબીલાના છ આદમીઓ જોડે એમનો ભેગો થયો. મહંમદ સાહેબે એમને ઉપદેશ આપ્યો, ને એ એમને ગળે ઊતરતાં એઓ મુસલમાન થઈ ગયા. એમની જોડે એમણે પ્રથમ વાત કરી કે હું તમારા શહેરમાં આવું તો તમે મને રક્ષણ આપો કે કેમ? એમણે કહ્યું, અમે ત્યાં જઈને પૂછી જોઈએ, પછી વાત! એમણે આ વચન પાળ્યું. એઓ ત્યાં ગયા, થોડા નવા મુસલમાન કર્યા, ને પછી થોડા વખતમાં બાર જણાનું એક પ્રતિનિધિમંડળ મહંમદ સાહેબને આ સબંધમાં મળવા આવ્યું. અકબાની ટેકરી પર મહંમદ સાહેબ અને એમની વચ્ચે કરાર થયા કે દરેક સાચી બાબતમાં એઓ મહંમદ સાહેબને અનુસરશે. આ અકબાનો પહેલો કરાર. એમની માગણીથી મહંમદ સાહેબે મુસ્અબ નામનો પોતાનો પ્રતિનિધિ એ શહેરમાં ધર્મપ્રચાર કરવા મોકલ્યો. પોતાની માની વિરુદ્ધ થઈને એ પહેલાં મુસલમાન થયો હતો. અને આથી એના કુટુંબીઓએ એને એના ઘરમાં જ કેદ કર્યો હતો. પણ ત્યાંથી છટકીને એ હબ્શીનિયા હિજરત કરી ગયો હતો ને થોડા જ વખત પર ત્યાંથી મહંમદ સાહેબ પાસે પાછો આવ્યો હતો. આ કામ સોંપાતાં એ રાજી થયો, ને એણે એ એટલી કુશળતાથી કર્યું કે એક જ વર્ષમાં એ શહેરમાં વસતા દરેક કુટુંબકબીલામાં કોઈ ને કોઈ તો મુસલમાન થઈ જ ગયું!

પેગંબરીના બારમા વર્ષમાં યસ્રબના આ મુસલમાનો પૈકી તોંતેર આદમીઓ અને બે ઓરતો મક્કાને પચોતેર જણાની એક ટોળી મક્કાના કુરેશો ન જાણે એવી રીતે, મહંમદ સાહેબને મળવા આવી. અને અકબાની ટેકરી પર રાતની શાન્તિમાં એણે મહંમદ સાહેબને યસ્રબમાં રહેવા આવવાનું આમંત્રણ આપ્યું, ને એઓ જો પધારે તો ત્યાં એમનું સંપૂર્ણ રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞા અકબાના બીજા કરારને નામે ઓળખાય છે.

કરારો કરીને એ ટોળી મદીનાને માર્ગે પડી છે એવી જાણ થતાં વેંત કુરેશોએ એમનો પીછો પકડ્યો. પણ બે જણ સિવાય આ

રોગીમાંનું કોઈ હાથમાં આવ્યું નહિ. આ બે જણ જે હાથમાં આવ્યા તેમને કેશ પકડીને મક્કા ઢસડી લવાયા, પણ ત્યાં એમનો કોઈ રક્ષક પક્ષકાર જાગ્યો એટલે આરબ રિવાજને માન આપી એમને છોડી દેવા પડ્યા.

મહંમદ સાહેબને ખબર હતી કે મુસલમાનો મક્કા છોડીને ચાલ્યા જાય એ પણ કુરેશોને પાલવે એમ નથી. એટલે એમણે આ કરાર પછી એકેક બબ્બે કરીને મક્કાના મુસ્લિમોની યસ્રબની હિજ્રત એવી ગુપ્તતાથી ગોઠવી કે કુરેશોનું ખાસ ધ્યાન ન ખેંચાય. માલમિલકતની પરવા કર્યા વિના એમ એકેક બબ્બે કરતા કરતા બેએક મહિનામાં મક્કાના કેટલાક મુસ્લિમ લત્તાઓ ઉજ્જડ ખખ બની ગયા! મકાનો પર તાળાચંદ અને સાંકળચંદની ચોકી બેસી ગઈ! અને મહંમદ સાહેબ, અબુબક્ર, અને અલી એ ત્રણ સિવાય કોઈ મુસ્લિમ મક્કામાં જોવાનો પણ ન રહ્યો એટલે કુરેશોની ચિંતા વધી પડી, ને એમને ખાતરી થઈ કે હવે આ ત્રિપુટી પણ છટકવાની! અને એમ બન્યું તો કોક દિવસ આપણે એના પર જે જુલમ વરસાવ્યો છે એનું વેર લેવાની તૈયારી કરીને એ આપણા પર ચડી આવવાની! આથી એમણે નક્કી કર્યું કે મહંમદ સાહેબને તો પૂરા જ કરવા! પ્રત્યેક કબીલાનો એક એક માણસ આ ભયંકર કૃત્ય માટે તૈયાર કરવામાં આવ્યો કે જેથી આ ખૂનનો આરોપ કોઈ એક ખાસ કબીલા પર ન આવે ને આંતરયુદ્ધ ન સળગે! પણ એઓ કાંઈ પણ કરી શકે ત્યાર પહેલાં જ મહંમદ સાહેબને એની ગંધ આવી ગઈ, એટલે પોતાની પથારીમાં પોતાના ભત્રીજા અલીને સુવાડીને અને એના પર પોતાની લીલી પ્રસિદ્ધ ચાદર ઓઢાડીને એ છટકી ગયા. પોતાને નિવાસસ્થાનેથી છટકીને એ સીધા અબુબક્રને ત્યાં ગયા ને ત્યાંથી પાછલે બારણે થઈને સમીસાંજના અંધારામાં એ બન્ને મક્કા છોડી ત્યાંથી દોઢેક કલાકને રસ્તે આવેલા સૌરનામક પર્વતના એક ઊંચા શિખર પર આવેલી ગુફામાં ભરાઈ ગયા. ત્યાં એઓ ત્રણેક રાત રહ્યા. દરમિયાન કુરેશોએ ઘણી દોડાદોડી કરી, અને ચારે બાજુ માણસો

પણ ઠેરાવ્યાં મહમદ સાહેબને પકડી લાવે એને ૧૦૦ ઊંટનું ઇનામ અપાશે એવી જાહેરાત પણ કરી પણ બધાં ફાંફાં નીવડ્યાં! મહમદ સાહેબનું તો પગેરું પણ ન જડ્યું. આમ આ ધમાલમાં એક, બે, ને ત્રણ દિવસો વીતી ગયા, ને કુરેશીની તપાસ ઢીલી પડી, એટલે ચોથી રાત, અબુબક્રથી કરી મૂકેલી ગોઠવણ પ્રમાણે, એ ગુફાની આજુબાજુ ચરતાં રાખેલા ઊંટ પર સવારી કરી બંને ગુરુશિષ્ય, નોકરને સાથે રાખીને યસ્રેબ તરફ રવાના થઈ ગયા.

ગુફામાં ગુપ્તવાસ દરમિયાન અબુબક્રનો એ ભરવાડવેશધારી નોકર અને એક દીકરી અસ્મા એમની ખબર લેતા, એમને ખાવાનું પહોંચાડી જતા, અને મક્કાની બધી નવાજૂનીથી વાકેફ કરી જતા. એક દિવસ જ્યારે દુશ્મનો શોધતા શોધતા આ ગુફાની છેક જ નજીકમાં આવી ગયા, ત્યારે અબુબક્રે મહમદ સાહેબને કહ્યું, 'આપણે બે જણા અહીં ભરાયા છીએ પણ એમાંનો કોઈ દુશ્મન આપણી ગુફાને મોઢે જ આવીને ઊભો તો?' મહમદ સાહેબે તરત જ, જરા પણ ગભરાટ વગર કહ્યું, 'તો શું? અહીં આપણે બે જણ નથી, ત્રીજો અલ્લાહ છે!'*

[૭]

૨૦મી જૂન ઈ. સ. ૬૨૨ને રોજ હિજરતનો આ મહાન બનાવ બન્યો અને ત્યારથી હિજરી સંવત શરૂ થયો ગણાય છે. એક

---

* આને જ એક બીજો બનાવ અહીં નોંધવા જેવો છે.

એક મુસાફરીમાં મહમદ સાહેબ જ્યારે એક ઝાડ તળે એમ આરામ કરતા હતા, ત્યારે એક દુશ્મન એકાએક એમની પર છાપો મારી ને નાગી તલવાર ઉગામીને કહ્યું 'કહો! હવે તમને કોણ બચાવનારો છે?' એમણે દૃઢતાથી જવાબ આપ્યો, 'અલ્લા!' અને ખરે જ એના હાથમાંથી તલવાર એટલામાં જ અકસ્માત્ પડી ગઈ, ચપળતાથી એ ઝાડી લઈને એમણે એને એ જ વખતનો સવાલ પૂછ્યો, ત્યારે એ ડરથી નરમઘેંશ થઈ ગયો ને માફી માગવા મંડ્યો. પેગંબરે તરત એને માફી આપેલી.

તારીખ વિષે મતભેદ જણાય છે.[૧] આપણે એની વિગતમાં નહિ ઊતરીએ પણ બધા એકમતે કહે છે કે, સામાન્ય રીતે ૧૧ દિવસની ગણાતી યસ્રેબની આ મુસાફરી ખાસ ઝપાટાથી ૮ દિવસમા પૂરી કરીને યસ્રેબના પરા જેવા કોબા નામક ગામડામાં પેગબર સાહેબ આવી પહોચ્યા આ સમાચાર સાભળીને યસ્રેબના લોકોના આનદનો પાર રહ્યો નહિ! લોકોના ટોળેટોળા અમા જઈને એમને ત્યાથી સરઘસાકારે વાજતે ગાજતે યસ્રેબમા લઈ આવ્યા! કોબાથી આ સરઘસ ઊપડ્યું ત્યાર પહેલા જ હજરત અની પણ બધુ પરવારીને મક્કાથી ત્યા આવી પહોચ્યા હતા દરેક કામ બિસ્મિલ્લાહ અર્થાત્ ખુદાનુ નામ લઈને જ શરૂ કરવાનો મહમદ સાહેબનો રિવાજ હતો એટલે આ સરઘસ ઉપાડતા પહેલા, કોબામા એકઠા થયેલા બધા મુસલમાનોએ સમૂહમા ઊભા રહીને ઈશ્વરપ્રાર્થના કરી યાને નમાઝ પઢી અને મહંમદ સાહેબે ત્યારબાદ ઈમામ તરીકે ખુતબો પઢ્યો. એ દિવસે શુક્રવાર હતો કહેવાય છે કે એથી કરીને ત્યારથી દરેક શુક્રવારે એટલે કે જુમ્માને દિને મુસલમાનોમા સામુદાયિક જાહેર નમાઝ પઢવાનો રિવાજ પડ્યો

સરઘસ યસ્રેબ પહોચ્યુ ત્યારપછી પેગબર સાહેબનો ઉતારો કોને ઘેર કરવો એ બાબતમા અન્સારોમા[૨] હોસાતૂસી ઊભી થઈ એક કહે મારે ત્યા ઊતરો અને બીજો કહે મારે ત્યા! આથી મહમદ સાહેબે બધાને બચ્ચે મીઠા બોલ કહીને માર્ગ કાઢ્યો કે, 'મારુ ઊટ — અલકિસ્વા જેના ઘર આગળ જઈને ઊભુ રહે એને ત્યા મારે ઉતારો કરવો! જાઓ, છે પછી કંઈ તકરાર?' એ પ્રમાણે ઊટ ચાલ્યુ ચાલ્યુ દાદા અબ્દુલ-

---

૧ પ સુદરલાલ ૨૦મી સપ્ટેમ્બર કહે છે એમની ઘણી તારીખો બીજાઓ કરતા થોડી થોડી પાછળ છે

૨ મદીનાના જે લોકો મહમદ સાહેબ અને એમના અનુયાયીઓની વહારે ધાયા ને એમને મદીના બોલાવી લાવ્યા, એઓ અન્સાર અર્થાત્ મદદગાર કહેવાય છે

મુત્તલિબના મોસાળિયા બની અન્નજ્જારના અબૂ ઐયુબ નામના એક ગરીબ માણસના ઘર પાસેની ખુલ્લી જગામાં જઈને ઊભું ! એટલે પેગંબર સાહેબ એના મહેમાન બન્યા અને પછીથી ત્યાંથી પછીથી બંને મદીનતુન્નબી અર્થાત્ પેગંબર સાહેબનું શહેર અથવા ટૂંકામાં મદીના કહેવાવા માંડ્યું.

ત્યાં મુકામ કર્યા પછી મહંમદ સાહેબની પહેલી ચિંતા નમાઝ માટે એક મસ્જિદ બાંધવાની હતી. જે ખુલ્લી જમીન પર જઈને અલ કસ્વાએ મનમાં આવીને પ્રથમ બેઠક કરી હતી, એ જમીન બે યતીમોની અર્થાત્ અનાથ છોકરાઓની માલિકીની હતી. એમણે એ બક્ષિસ આપવા કહ્યું, પણ મહંમદ સાહેબે એનો ઇનકાર કરી અબુબક્ર પાસેથી દસ દિનાર અપાવ્યા ને એમ એ વેચાણી લેવામાં આવી. પછી ત્યાં સાફસૂફી કરીને, ગચ્છ- ફૂટ ગાર અને પથ્થરથી, ને ઉપર ગારા અને ઈંટોથી ચણીને અને ખજૂરીના થડ તથા ડાળાંથી ઢાંકીને સોએક હાથના વિસ્તાર જેટલી જમીનમાં ત્યાં ઇસ્લામની પહેલી મસ્જિદ* બાંધવામાં આવી. મહંમદ સાહેબ અને એમના અનુયાયીઓએ પણ એ બાંધવામાં હરેક પ્રકારની તનમહેનત અને મજૂરી કરી હતી. આ મસ્જિદના ચોગાનનો એક ભાગ ઘરબાર વિનાના મુસ્લિમોના વસવાટ માટે અલગ રાખવામાં આવ્યો હતો. અને બીજામાં મસ્જિદને અડીને ખુદ પેગંબર સાહેબ અને એમના જનાના માટે જુદી જુદી ઓરડીઓ બાંધવામાં આવી હતી. આ વખતે મહંમદ સાહેબને સૌદા અને એશા નામક બે પત્નીઓ હતી. સૌદા પહેલાં હબ્શીનિયા હિજરત કરી ગયેલા સકરાન નામક એક આદિ મુસલમાનની વિધવા હતી, અને એશા અબુ બક્રની પુત્રી હતી. આ ઉપરાંત એક ત્રીજો ખંડ મહંમદ સાહેબની ખદીજાથી થયેલી દુહિતા બેટી માટે બાંધવામાં આવ્યો હતો. ક્રમવાર

* મૌલાના મહંમદ અલી નામના મહંમદ સાહેબના ચરિત્રકાર માને છે કે, ઇસ્લામની પહેલી મસ્જિદ આ નથી પણ કોબામાં બંધાયેલી મસ્જિદ છે.

પજથી છાનાને બદલે આ બધા મકાનોને પાકા છાપરા કેમ ના કરાવ્યાં એવા સવાલના જવાબમા મહંમદ સાહેબે નીચેનો યાદગાર જવાબ આપ્યો કહેવાય છે:

'આ છાજ તો મૂસાના છાજ જેવુ છે. . . આદમીની ઇસ્કામત તો આના કરતા પણ વધારે અંપજી છે'

પાછળથી મહમદ સાહેબ મદીનાના અને આખા અરબસ્તાનના બાદશાહ બન્યા ત્યારે પણ આ ઝૂપડાને બદલે કોઈ આલિશાન ઇમારત ઊભવવાનુ તો શુ પણ આમા કશો સુધારો કરવાનુ પણ એમણે ઉચિત માન્યુ નહોતુ

મસ્જિદ અને પોતાના કાયમી નિવાસસ્થાનનુ આ કામ થઈ ગયા પછી એમણે પોતાનુ બધુ ધ્યાન મદીનામા એક બંધુરાષ્ટ્ર (common wealth)ના પાયા નાખવા તરફ દોર્યુ એમનો ધર્મપ્રચાર અહી ઝપાટાબંધ ફેલાયો અને મદીનાના મોટા ભાગના નાગરિકો ઇસ્લામી બિરાદરીમા દાખલ થઈ ગયા આથી શહેરમા એક નવા પ્રકારની શાતિનો જન્મ થયો બની ઓસ અને બની ખિજ એ બે કબીલાઓ વચ્ચે સો કરતા વધારે વર્ષોથી અટસ ચાલતો હતો, ને શહેરમા ગમે ત્યારે તેમના કોઈ પણ માણસો વચ્ચે અથડામણ થઈ જતા ભારે તોફાન થઈ જતુ પણ એમાના જેઓ મુસલમાન થઈ ગયા તેઓ પેગંબર સાહેબની દોરવણી નીચે નવી બિરાદરીની સાકળથી સકળાયા ને જૂના અટસો ભૂલી ગયા બીજુ, મક્કાથી આવેલા હિજરતીઓ, મૂળ અરબી શબ્દ વાપરીએ તો તો મુહાજરીનો, અને તેમના મદદનીશ મદીનાના મૂળ વતની મુસલમાનો અર્થાત્ અન્સારો વચ્ચેનો ભાઈચારો તો એટલો ગઢ હતો કે અન્સારો પૈકી જ્યારે કોઈ મરણ પામતો ત્યારે એની જોડે રહેનાર મુહાજરીનને પણ સગા ભાઈની જેમ એની મિલકતમા વારસભાગ મળતો આ ભાઈચારાનો એક જ દાખલો અહી પૂરતો થશે અબ્દુલરહેમાન નામક એક હિજરતી જે પાછળથી ઘણો ધનવાન માણસ થઈ ગયો, તે હિજરત કરીને આવ્યો ત્યારે સાવ ગરીબ હતો મહમદ સાહેબે એની સાદ

નામના અન્સારને સોંપણ કરી એને ત્યાં એ જમવા ગયો ત્યારે જમતી વખતે સાદે એને કહ્યું 'તારે કોઈ વાતે ગભરાવું નહીં મારી પાસે ઘણું ધન છે હું એમાં તને ભાગ આપીશ બીજું, જો, મારે આ બે ઓરતો છે તને એમાંથી વધારે કઈ ગમે છે તે તું મને કહે હું એને તલાક આપીશ ને તારી જોડે પરણાવીશ!'

આવા ગાઢ ભાઈચારાને લીધે મદીનામાં એવો એક આદર્શ બંધુસમાજ સ્થપાયો કે જેના અભિનવ જોશમાં અરબસ્તાનની વિવિધ ટોળીઓ અને કબીલાના જમાનાજૂના વેરઝેર ભુલાઈ ગયા કે નાશ પામ્યા એક આગેવાન, એક પિતા અને એક પ્રભુત્વની ભાવનાના બળથી એ એવું સુસંગતિ બળવાન, અભિનવ રાષ્ટ્ર ઊભું થયું કે જે પાછળથી મક્કાના કુરેશો સામે કેવળ આત્મરક્ષણ ખાતર યુદ્ધમાં ઊતર્યું ત્યારે તેને અચૂક વિજય મળ્યો

આ અરસામાં થયેલી મદીનાના હાકેમની ચૂંટણીમાં પેગંબર સાહેબને સર્વાનુમતે હાકેમ ચૂંટવામાં આવ્યા ત્યારે આ બંધુસમાજની મદદથી મદીનામાં બંધુરાષ્ટ્રની સ્થાપના કરવામાં આવી, ને પેગંબર સાહેબને માથે પેગંબરના ધર્મો ઉપરાંત રાજ્યકર્તાના ધર્મો પણ બજાવવાનો ધર્મ આવી પડ્યો આ ધર્મ બજાવતાં એમણે સત્તા પર આવ્યા પછી જે પહેલું ફરમાન બહાર પાડ્યું, એમાં એમણે ચાર પાંચ મુદ્દા સ્પષ્ટ કર્યા છે તે આજે પણ દરેક રાષ્ટ્રને ઉપયોગી છે એમાં એમણે કહ્યું (૧) મદીનાની હકૂમતમાં વસતા તમામ માણસો, પછી તેઓ ગમે તે ધર્મના કે કબીલાના હોય એક સંયુક્ત કોમ જ ગણાશે (૨) તો પોતપોતાના ધર્મ સંપૂર્ણ સ્વતંત્રતાથી પાળી શકશે (૩) સગાઈને કારણે કોઈ પણ કોઈ અપરાધીનો પક્ષ નહિ કરી શકે વા ઝઘડામાં સામેલ નહિ થઈ શકે (૪) અંદર અંદર કોઈ પણ ઝઘડો ઊભો થાય તો બધાએ હાથમાં લઈને એનો ઇન્સાફ જાતે જ ન આપી દેતા અલ્લાને નામે બધા ઝઘડાઓ હાકેમ પાસે જ લઈ જવા જોઈશે (૫) બહારના કોઈની જોડે સુલેહ થશે કે લડાઈ થશે તો તે મદીનાના બધા

વતનીઓ સાથે જ થઈ ગયારો (૬) અને પોતપોતાના ધર્મવાળાના દુશ્મનો જોડે મદીનાની હકૂમતની પીઠ પાછળ અલગ અલગ સંધિઓ કે વિગ્રહો નહિ થઈ શકે આ ફરમાન મદીનાના બધા લોકોએ કબૂલ કર્યું, અને જેમ જેમ મહંમદ સાહેબની સત્તા વિસ્તરતી ગઈ, ને અરબસ્તાનમાં મુસ્લિમ બંધુરાષ્ટ્ર વધુ ને વધુ વિસ્તૃત થતું ગયું, એમ એમ આ સિદ્ધાંતોનો અમલ વધુ ને વધુ મોગ પાયા પર થતો ગયો એમના રાજ્યમાં ધર્મને કારણે અલગ પ્રજા હોવાનો કોઈનો દાવો ચાલ્યો નથી કે એ કારણે કોઈ જોડે ભિન્ન વર્તાવ રાખવામા આવ્યો નથી, અગર તો કોઈની મઝહબી આઝાદી પર તરાપ મારવામા આવી નથી

[૮]

આમ મદીનામાં આ પે બે વર્ષ થઈ ગયા મહંમદ સાહેબની ઉમ્મર આશરે પચાવન વર્ષની થઈ મદીનાનુ બંધુરાષ્ટ્ર એકંદર રીતે નમૂનેદાર શાંતિથી ચાલતુ હતુ, ને વસતી આબાદ થતી જતી હતી એવામા એક દિવસ ખબર આવી કે હજારેક કુરેશોનુ એક લશ્કર — ૭૦૦ ઊંટ અને સોએક ઘોડા લઈને મદીના પર હુમલો કરવા આવે છે આની અગાઉ મૂળગત દુશ્મનાવટને કારણે કુરેશો તરફથી તેમ જ આજુબાજુ વસતા બદુઈ લોકોમાના લૂંટારાઓ તરફથી ઢોર-ચોરી ઇત્યાદિ અનેક નાની નાની કનડગતો મદીનાના લોકોને વેઠવી પડતી હતી અને મદીનાના લોકોમાથી પણ મહંમદ સાહેબની સંમતિથી આનો અટકાવનાર યોગ્ય જવાબ અપાતો હતો કુરેશોના સીરિયાના વેપારમાર્ગ પર મદીના આવેલુ હતુ એટલે એમના કાફલાઓ પર મદીનાની દુશ્મનાવટનો ભય ઝઝૂમતો જ મનાતો મહંમદ સાહેબના માણસોની સુસજ્જ નાની મોટી ટુકડીઓ ઘણીવાર આજુબાજુના પ્રદેશમા ત્યા વસતા કબીલાઓની મૈત્રી મેળવવા, શાંતિ સ્થાપવા, કે જાનમી મેગની મદીનાને ખબરદાર રાખવા નીકળી પડતી વા મોકલવામા આવતી અને એ આ વણજારો પર શિકારીના સૈન્યના જેવી આંખ

રાખતી. કુરેશોને આ ટુકડીઓની ખબર રહેતી એટલે એ લોકો પણ પૂરી સાવચેતી રાખતા; ને બનવા લાગી આવી કોઈ ટુકડી નજીકમાં છે એવી ખબર પડે, ત્યારે એઓ આડાઅવળા ફંટાઈ જતા અને પોતાની વણજારો સાચવી લેતા. પણ ઈસ્વી સન ૬૨૩ના નવેમ્બર માસમાં મોકલાયલી મહંમદ સાહેબની આવી એક ટુકડીને હાથે મક્કાની પૂર્વમાં તાયફને અડધે રસ્તે આવેલ નખ્લ નામક સ્થળે કુરેશોની એક વણજાર લૂંટવામાં આવી અને એમાં એક કુરેશ માર્યો ગયો ને બે કેદ પકડાયા. આ બનાવથી મક્કામાં જે ભારે ઉશ્કેરણી થઈ, એમાં એની પછીના બે-એક મહિનામાં એક બીજાનો ઉમેરો થયો. મહંમદ સાહેબનો કટ્ટર દુશ્મન એવો અબૂસુફિયાન નામનો એક કુરેશી સરદાર એક મોટી વણજાર લઈને સીરિયાથી મદીનાને રસ્તે થઈને પાછો ફરતો હતો. એને આવી એક ટુકડીને હાથે લુંટાઈ જવાનો ભો લાગ્યો. આથી એણે લશ્કરી મદદ મેળવવા એક માણસને આગળથી મક્કા મોકલ્યો. આ માણસે ત્યાં જઈને વેશ કર્યો. એ સીધો પોતાની સાંઢણીને કાબાના ચોગાન આગળ લઈ ગયો, એનાં નાક કાન કાપી નાખ્યાં, કાઠડાને ઊંચળીને ઊંધો કરી દીધો, પોતાની કફની આગળ પાછળથી ફાડી નાખી, અને 'ધાજો રે ધાજો ઓ કુરેશો! મહંમદ આપણા કાફલાને લૂંટે છે!' એમ કહીને બૂમો પાડવા મંડ્યો ઉપર જે હજારેક કુરેશોનું લશ્કર મદીના પર ચડાઈ લઈ આવવાની વાત કરી છે, એ આના જવાબમાં નીકળી પડેલા કુરેશી લશ્કરની જ છે.

આ લશ્કર બદ્રની ખીણમાં આવી પહોંચ્યુ ત્યારે મહંમદ સાહેબે તૈયાર કરેલી ૩૧૩ લડવૈયાની ફોજ પણ એનો સામનો કરવા ત્યાં આવી પહોચી હતી. કુરેશોના સંખ્યાબળ અને સાધનબળ બન્ને ચડિયાતા હતાં. પણ અબૂસુફિયાનનો કાફલો આડફેટે માર્ગે સહી-સલામત મક્કા પહોચી ગયાના સમાચારને લીધે લડાઈની યોગ્યતા બાબત એમનામાં મતભેદ હતો. નખ્લના બનાવ સિવાય એમનુ લોહી ગરમ કરવા માટે એના સેનાપતિ અબૂજહાલ (એ મહંમદ સાહેબનો કટ્ટો

દુશ્મન પણ હતો જ) પાસે કોઈ બહાનું રહ્યું નહોતું. મહંમદ સાહેબની ફોજનું સંખ્યાબળ જેટલું નજીવું હતું એટલું જ શિસ્તબળ, એકતાબળ, ઝનૂનબળ અને ખુદા પોતાના પક્ષમાં છે ને એનો પેગંબર આપણો સેનાપતિ છે એ ભાવનાનું બળ ચડિયાતું હતું. એ જમાનાની રસમ પ્રમાણે દ્વંદ્વયુદ્ધથી લડાઈની શરૂઆત થઈ. એમાં ત્રણે કુરેશી લડવૈયા માર્યા ગયા. મુસ્લિમોએ હર્ષનાદ કર્યો: 'અલ્લાહુ અકબર!' અને પછી તુમુલ યુદ્ધ મચ્યું. સૂરજ કુરેશી લશ્કરની આંખ પર સામેથી જ પોતાનાં કિરણતીર ફેંકતો હતો, ને એમને આંધળા કરી દેતો હતો. એમાં એક જબરદસ્ત વાવાઝોડું પણ એમની તરફ જ વાવા મંડ્યું. મહંમદ સાહેબે પોકાર કર્યો, 'જુઓ જિબ્રાઈલ એનાં દૈવી દળોને લઈને આપણી મદદે ધાયા છે.' મુસ્લિમ ફોજે અવનવું જોર બતાવ્યું અને કુરેશોના સેનાપતિ અબૂજહાલ સમેત કેટલાક મુખ્ય સરદારોને કાપી નાખ્યા. આથી કુરેશો પાછા પડ્યા ને થોડા વખતમાં નાસવા મંડ્યા. અને એમ 'તારા મુસ્લિમોની — શરણાગતોની આ નાનકડી ફોજ મારી ગઈ તો મા ખુદા! પાક દિલથી ને વિમલ વિધિથી તારી બંદગી પછી કોણ કરશે?' એ પેગંબર સાહેબની શરૂઆતની પ્રાર્થના ફળી. મુસ્લિમોનો વિજય થયો. મદીનાની ફોજના ફક્ત ચૌદ જ માણસો માર્યા ગયા, જ્યારે કુરેશોની ફોજના સિત્તેરેક માર્યા ગયા ને સિત્તેરેક કેદ પકડાયા. એમાંના બે જણ જે મક્કામાં મુસ્લિમો પર જુલમ ગુજારવા માટે નામચીન થયેલા હતા, એમનાં શિર ધડથી જુદાં કરવામાં આવ્યાં; પણ બાકીના બધા જોડે મહંમદ સાહેબની ખાસ આજ્ઞાથી એવો સારો વર્તાવ કરવામાં આવ્યો કે એમાંના ઘણા એ પ્રેમથી જિતાઈને જ મુસલમાન બની ગયા.

નિર્બળ હારનું આ કલંક ધોવાનો અને વેર લેવાનો કુરેશોએ હવે નિશ્ચય કર્યો. અને આ બદ્રની લડાઈ પછી વરસેક રહીને ઈ. સ. ૬૨૫ની સાલમાં અબૂસુફિયાનની સરદારી નીચે ત્રણેક હજાર અને ૭૦૦

મદીના પર ચઢાઈ કરી, અને ઉહૂદના પર્વતોની પશ્ચિમે જઈને પડાવ નાખ્યો. મહમદ સાહેબે પ્રથમ તો મદીનામાં રહેવાનો જ વિચાર કર્યો. મદીનામાં પોતાના મકાનોના કિલ્લામાં રહીને, અથવા ફાવે ત્યારે ત્યાંની સાંકડી ગલીઓમાં ઊતરી પડીને લડવું સહેલું હશે એવી કલ્પના હતી. પણ અબુસુફિયાન મુસ્લિમો મેદાનમાં આવે એમ જ ઇચ્છતો હતો. મહમદ સાહેબના આગમનથી જેની ખિજનો આગેવાન અબ્દુલ્લા બિન ઉબ્બી, જે મદીનામાંના મહમદ સાહેબના ગુપ્ત દુશ્મનોનો આગેવાન હતો * પણ આ વખતે પોતાના વતનના રક્ષણ માટે ખરેખર ઇંતેજાર હતો, એ પણ એ જ મતનો હતો. પણ મહમદ સાહેબના ઝનૂની જુવાનો જેમની સંખ્યા હવે ઠીક ઠીક મોટી હતી એમને આમ ભરાઈ રહેવાનું અને બહાર અબુસુફિયાન શહેરના ઉત્તમ ઉત્તમ ફળઝાડનો નાશ કર્યે જાય ને લીલાં કુંજાર ખેતરોનો કીમતી પાક ભેલાડ્યે રાખે એ મૂંગે મોઢે જોઈ રહેવાનું, માથાવાઢ લાગતું હતું. એટલે 'અલ્લા પર અમારો વિશ્વાસ છે! એ આપણને બદ્રની જેમ વિજય જ આપશે! નહિ તો બહાદુરીથી લડતા ખપી ગયા તો પણ શું? કાયર તો નહિ કહેવાઈએ' એવો આગ્રહ એમણે કરવા માડ્યો. આથી છેવટે મહમદ સાહેબે પોતાનો વિચાર ફેરવ્યો ને હજારેક માણસનું જે સૈન્ય એકઠું કરી શક્યા એ લઈને એ મેદાને પડ્યા. પણ ઉહૂદને રસ્તે અડધી મજલ માંડ કાપી ત્યાં તો અબ્દુલ્લા બિન ઉબ્બીએ આ યોજના મને પસંદ નથી કહી પોતાના ૩૦૦ માણસો સાથે પાછી પડકી મારી. મહમદ સાહેબે એને જવા દીધો અને ફક્ત ૭૦૦ સૈનિકો સાથે ઉહૂદ પહોંચ્યા. પોતાની અલ્પ સંખ્યા વિચારી એમણે પોતાના ચુનંદા તીરંદાજોને એક ટેકરી પર ગોઠવી દીધા અને હુકમ આપ્યો કે ગમે તેમ થાય, મારી આજ્ઞા વિના તમારે તમારું કામ કે સ્થળ છોડવાનું નથી. પણ નીચે રહેલા સૈનિકોનો જરા વિજય થયો ને મક્કાનું લશ્કર પાછું

---

* મહમદ સાહેબના આગમનથી એ મદીનાનો હાકેમ થતો રહી ગયેલો.

હલ્લા માંડ્યું એટલે લૂંટમાં પડેલા મદીનાના લશ્કરીઓને જોઈને અમે રહી જઈશું એમ સમજી એ લોકો ટેકરી છોડી લૂંટમાં ભળવા નીચે દોડ્યા. દુશ્મનો પૈકી ખાલિદ નામનો વિચક્ષણ સરદાર, જે પાછળથી મુસલમાન થતાં ઇસ્લામનો નેપોલિયન અને ખુદાની સમશેર મનાયો, એણે આ ભૂલ જોઈ લીધી. તરત એણે પોતાના ઘોડેસવારોને મારી મૂકયા. એ આડફેટા થઈને મુસ્લિમ સેનાની પાછળ ફરી વળ્યા ને એમના પર વીજળીની જેમ તૂટી પડચા. મુસ્લિમો પોતાની પીઠ પાછળથી આવેલો આ અણધાર્યો હુમલો જોઈને ગભરાયા, ને પાછાં હઠતા મક્કાના લશ્કરે આ જોઈને પીછેહઠ છોડી આગળ ધસારો કર્યો. આમ તુમુલ યુદ્ધ મચ્યું. આગળ અને પાછળ એવી બે બાજુની ભીંસમાં પણ મુસ્લિમો બહાદુરીથી લડતા હતા. પણ દુશ્મનો મહંમદ સાહેબ સુધી પહોંચી ગયા. એમનો આગલો એક દાંત પથ્થરના ઘાથી તૂટીને હેઠો પડ્યો. હોઠ તીરથી વીંધાઈ ગયો, ટોપની બે કડીઓ ગાલમાં ખૂંતી ગઈ. ને કપાળ પરના એક કારમા ઘાથી મોં લોહીલુહાણ થઈ ગયું. એ નીચે પડી ગયા. ને મક્કાના એક સૈનિકે પોકાર કર્યો, 'પેગંબર મરાયા!' આ સાંભળતાંને મુસ્લિમ સૈનિકો પહેલાં તો સડક થઈ ગયા, પણ એ વાત ખોટી છે એવી ખબર પડતાં એમની વહારે ધાયા; અને સખત ઝપાઝપીને અંતે પેગંબર સાહેબને બચાવી લઈને ઉહુદની ટેકરીની પાછળ સલામતી શોધી શક્યા. આ લડાઈમાં ૭૪ મુસ્લિમો માર્યા ગયા, જેમાં હમઝા અને મુસાબ જેવા બે તો પહેલી કોટીના પુરુષો હતા. દુશ્મન આ લડાઈમાં ફાવ્યા પણ એવા થાકી ગયા કે મળેલા વિજયને સંપૂર્ણ ન કરતાં 'બદ્રનું વેર તો વળી ગયું છે. આજની હાર તમને યાદ રહેશે ફરી મળીશું. — વર્ષેક પછી બદ્રમાં ને પૂરો સ્વાદ ચખાડીશું!' એવું કંઈક કહી મક્કા પાછા જતા રહ્યા. સંભવ છે કે મહંમદ સાહેબ નહિ જીવે એવું પણ એમને લાગ્યું હોય.

ઈ. સ. ૬૨૬માં દુકાળ પડ્યો. એટલે મક્કાવાળાઓને પોતાનો પડકાર માંડી વાળવો પડ્યો. પણ ઈ. સ. ૬૨૭માં એમણે દસહજાર

સુધી મદીનાનો ઘેરો લંબાયો પણ મદીનાવાળાઓએ નમતું ના જોખ્યું તેઓ ખડકના જેવા અડગ રહ્યા આમ છતાં મદીનામાં, દબાતો ચંપાયો બેસી રહેતો ને ઉપર ઉપરથી મહંમદ સાહેબને ટેકો આપતો, એક દંભી નાગરિકોનો વર્ગ હતો જ બીજું, બની કોરૈઝા નામના યહૂદીઓ, જેઓ કરાર પ્રમાણે મહંમદ સાહેબ સાથે કોઈ પણ દુશ્મન સામે મદીનાનું રક્ષણ કરવા બંધાયેલા હતા એ ફૂટી ગયા હતા અને દુશ્મનો ભેગા ભળી ગયા હતા આમ પરિસ્થિતિ ગંભીર હતી એટલામાં કુદરત મહંમદ સાહેબની વહારે ધાઈ મક્કાવાળા લશ્કરના ઘોડા રોગથી મરવા માંડ્યા, અને એમની અને એમના મિત્રોની વચ્ચે મતભેદો ઊભા થયા મહંમદ સાહેબે એક કુશળ સેનાપતિ તરીકે આ મતભેદોને બનતી બધી રીતે પોષણ આપ્યું અને એક એવી બાજી ગોઠવી કે જેથી મક્કાવાળાઓને એવી ખાતરી થઈ ગઈ કે મુસ્લિમોની પીઠ પાછળથી હુમલો લાવવા માટે એઓ જે બની કોરૈઝો પર આધાર રાખતા હતા, એઓ જ ફૂટેલા છે આમ મક્કાના મિત્રદળમાં તડફૂટ પડી ને ઘેરો ઉઠાવી લેવાનો એઓ વિચાર કરવા લાગ્યા એટલામાં વળી બીજી આફત આવી એ એક જ ઝરદસ્ત વંટોળિયાની હતી એ વંટોળિયાને લીધે એમના તંબૂઓ ઊંધા વળી ગયા, વાસણ ગણ વગેરે બધો સામાન ઊડી ઊડીને નાસવા લાગ્યો! દીવા બધા ઓલવાઈ ગયા ને જ્યાં ત્યાં એવો ભયંકર અંધકાર વ્યાપ્યો કે મક્કાવાળું લશ્કર એ જ રાતે એકા એક ઘર ભણી ચાલતું થયું અને ખીણની લડાઈમાં મહંમદ સાહેબની પેગંબરી વાણી પ્રમાણે અલ્લાએ પોતે મદદ કરીને મુસ્લિમોને વિજય આપ્યો!

આ લડાઈ આમ પૂરી થઈ ચૂક્યા પછી મહંમદ સાહેબે ખરી વેળાએ દગો દેનાર બની કોરૈઝો તરફ ધ્યાન ફેરવ્યું પચીસ દિવસના ઘેરાને અંતે એ લોકો શરણે આવ્યા મની ઓસ નામક ટોળીના લોકોએ એમની મહંમદ સાહેબ આગળ વકીલાત કરી, અને એમનો [illegible]

માગણી મંજૂર કરી ને સાદ બિનમુઆઝ નામના બની ઔસને સોની સંમતિથી એ યહૂદીઓનો ઇન્સાફ કરવાનું સોંપાયું. એણે એમને દેશદ્રોહના આરોપસર ગુનેગાર ઠરાવ્યા; અને એમના જ ધર્મપુસ્તકમાંથી આ ગુના માટે શી શિક્ષા કહેલી છે તે વાંચી બતાવી. એ પ્રમાણે પુખ્ત ઉમ્મરના એકેએક પુરુષને દેહાંતદંડ દેવાની અને સ્ત્રીઓ તથા બાળકોને મુસ્લિમોને ઘેર ગુલામ થઈને રહેવાની ક્રૂર સજા ફરમાવવામાં આવી. એનો પૂરેપૂરો અમલ કરવામાં આવ્યો અને ત્યારથી મદીનામાં અને એની નજીકના આજુબાજુના પ્રદેશમાં એવી ધાક બેસી ગઈ કે રાજકીય કે ધાર્મિક વિરોધ માત્રની ત્યાંથી જડ નીકળી ગઈ!

આની અગાઉ યહૂદીઓની દુશ્મનાવટ કયારનીય પ્રગટ થઈ ચૂકી હતી. અને છેવટે દૂધ વેચવા ગયેલી એક મુસ્લિમ કુમારિકાની કરવામાં આવેલી મશ્કરીને કારણે મદીનાના યહૂદીઓ અને મુસ્લિમો વચ્ચે ભારે તોફાન થયું હતું. પરિણામે મદીનાના યહૂદીઓને મજબૂર લત્તો ખાલી કરી દેશવટો લેવો પડ્યો હતો. બની નઝીર નામની બીજી એક યહૂદી ટોળીના માણસોએ ઉહૂદની લડાઈ પછી મહંમદ સાહેબ અને એમના કેટલાક અનુયાયીઓને ખાણા માટે નોતરીને ઉપરથી ઘંટીનું પડિયું ગબડાવી દઈ મહંમદસાહેબના જાન લેવાનું કાવતરું રચ્યું હતું. આથી એમના પર ઘેરો ઘાલી મહંમદ સાહેબે એમને શરણે આવવાની ફરજ પાડી હતી. પરંતુ વિજય પછી ઉદારતા દર્શાવી એઓ ત્યાંથી પોતાની મેળે દેશવટે ચાલ્યા જાય એ શરતે વધુ કડક પગલાં નહોતાં લીધાં. એમ કહેવાય છે કે બની કોરૈઝાએ મહંમદ સાહેબની મુન્સફી પર એમનો ઇન્સાફ છોડચો હોત, તો આટલી અઘોર શિક્ષા એમને ન જ વેઠવી પડત.

[૯]

મક્કાથી હિજરત કર્યાને અત્યાર સુધીમાં છ છ વર્ષનાં વ્હાણાં વાઈ ગયાં હતાં. અરબસ્તાનના બીજા બધા લોકો ચારે બાજુથી દર વર્ષે મક્કાની જાત્રાએ જતા ને આવતા હતા; ફક્ત મુસલમાનો જ નહોતા

જતા આવતા એમને આ ખૂચતુ હતુ કોને ન ખૂચે? એમનું તો એ વતન હતું! કેગ્લાયના સગાવ્હાલા ને કેગ્નાયના તો વૈરીઓ પણ હજી ત્યા હતા એવામા એક દિવસ મહમદ સાહેબને સ્વપ્નું આવ્યુ કે પોતે પોતાના અનુયાયીઓ સાથે મક્કામા પ્રવેશ કર્યો, અને કાબાની સાત વાર પ્રદક્ષિણા કરી હજની બધી વિધિઓ પૂરી કરી! આ સ્વપ્નાની વાત એમણે જ્યારે પોતાના અનુયાયીઓને કહી ત્યારે વર્ષોની દબાઈ રહેલી ઇચ્છા અનેકગણા જોશથી ઊભી આવી અને વાતાવરણમા 'હજ! હજ!' થઈ રહ્યુ પૂર્ણ વિચારને અંતે આથી મહમદ સાહેબે જિલહદ મહિનામા ગમેતેમ થાય પણ હાજીઓનો સઘ કાઢવાનુ નક્કી કર્યું એ મહિનામા આખા અરબસ્તાનમા યુદ્ધ કરવાની મનાઈ હતી એમણે નક્કી કર્યું કે હજ કે ઉમ્રા જે કરવુ તે એની રીતે જ — પૂર્ણ પાકદિલીથી બધી દુશ્મનાવટ ભૂલી જઈને, અને લડાઈ કર્યા વગર જ ૧૪૦૦ માણસ એમના સઘમા નીકળવા તૈયાર થયુ બધાએ જાત્રાના લીલા ઝભ્ભા પહેરી લીધા મ્યાનમા નાખેલી એકેક તલવાર જે એ જમાનામા દરેક મુસાફર રાખતા એ સિવાય એક પણ હથિયાર કોઈએ સાથે રાખવુ નહિ એવો મહમદ સાહેબે ખાસ હુકમ કર્યો આગળ ભોગ ધરાવવા માટે શણગારીને લીધેલા સિત્તેરેક ઊંટ, એની પાછળ સાહણી અલકિસ્વા પર સવાર થયેલા પેગંબર સાહેબ અને પાછળ એમના અનુયાયી જાત્રાળુઓ એમ સઘ ઊપડ્યો મક્કાના રહેવાસીઓને આની ખબર પડી ત્યારે એમણે ઠરાવ્યુ કે, રિવાજ ગમે તે હોય, આપણા આ કટ્ટા દુશ્મનોને મક્કામા ના જ પેસવા દેવા' એમણે ફોજ તૈયાર કરી મક્કાથી કેગ્લેક અંતરે સામે જઈને આ ફોજ, હાનની ભાષામા આ સત્યાગ્રહી ભક્તોનો માર્ગ રોકીને ઊભી મહમદ સાહેબે માર્ગ બદલ્યો ને આડફેટે રસ્તે ઘણી તકલીફો વેઠીને પોતાના સઘને મક્કાની પવિત્ર મનાતી સરહદ પર આવેલા હુદૈબિયા નામક એક મેદાનમા પહોચાડી ત્યા પડાવ નાખ્યો, ને શાંતિપૂર્વક મક્કામા પ્રવેશ સાધવા કુરેશો જોડે વાટાઘાટો શરૂ કરી ઘણી ઘણી ખાતરી આપવામા આવી કે

જાત્રા સિવાય મુસ્લિમોની બીજી કોઈ મુરાદ નથી પણ મક્કાવાસીઓ મુસ્લિમોને કોઈ પણ હિસાબે ત્યાં પેસવા દેવા તૈયાર જ નથી એમ જણાતાં, મહમદ સાહેબે નમતું જોખ્યું, ને લાંબી વાટાઘાટોને અંતે કુરેશોના પ્રતિનિધિ સુહેલ જોડે નીચેના કરારો પર સહી કરી —

(૧) દસ વર્ષ કુરેશો અને મુસ્લિમો વચ્ચેની લડાઈ બંધ રાખવી

(૨) દરમિયાન બન્ને પક્ષ પૈકી દેશની વસ્તીમાંથી જેની જોડે જેમને કરારો કરવા હોય વા જોડાવું હોય તેમને તેમ કરવાની છૂટ રહેશે

(૩) એમ છતાં, પોતાના વાલીની પરવાનગી સિવાય કુરેશોમાંથી કોઈ મુસ્લિમો પાસે જાય તો તેને એમણે એના વાલી પાસે પાછો મોકલવો, પણ મુસ્લિમો પૈકી કોઈ કુરેશો પાસે જાય, તો તેને એ પ્રમાણે પાછો મોકલવાની ફરજ નહિ પડે

(૪) આ વખતે મુસ્લિમોએ ઉમ્રા (નાની જાત્રા પણ) કર્યા વિના જ પાછા જવું ને આવતે વર્ષે આવી જ રીતે નિઃશસ્ત્ર થઈને આવવું ત્રણ દિવસ એમને મક્કામાં રહેવા દેવામાં આવશે

આ શરતની વાત હજી તો પુરી નહોતી ત્યાં તો એ જ સુહેલનો દીકરો, જે ક્યારનોય મુસલમાન થઈ ગયો હતો પણ બાપના પંજામાંથી છટકી શકતો નહોતો, એ આવીને મહમદ સાહેબને પગે પડી વીનવવા લાગ્યો 'મને આપની જોડે લઈ જાઓ!' પણ એમણે એને આશ્વાસન આપી બાપની જોડે જ જવા ફરમાવ્યું ને પોતે કેવી કડક રીતે કરારોનું પાલન કરવા ઇચ્છે છે એની પ્રત્યક્ષ ખાતરી આપી. મુસ્લિમોમાં આ કરારો સામે ભારે કચવાટ હતો પણ એમણે એમને સમજાવી લીધા, અને આખો સંઘ જાત્રા કર્યા વિના જ પાછો આવ્યો.

આ દેખીતી પીછેહઠમાંથી મહમદ સાહેબે જબરો વિજય મેળવ્યો. આજુબાજુની વસ્તી જોડે પરસ્પર મદદના કરારો કર્યા અને ચોમેર પ્રચારક ટુકડીઓ મોકલી પોતાના અનુયાયીઓની સંખ્યા એમણે બેવડી અથવા તો, એનાથી પણ જરા વધારે મોટી કરી દીધી અને બીજે વર્ષે મળેલી છૂટ પ્રમાણે ૨૦૦૦ મુસ્લિમોનો મેળો

લઈ એમણે છૂટથી જાત્રા કરી અથડામણ ટાળવા કુરેશો એ દિવસો દરમિયાન મક્કા ખાલી કરી શહેર બહાર તબૂઓમા રહેવા ગયા. મુસ્લિમો કેવી રીતે હજ અને ઉમ્રા કરે છે એ જોવા કુરેશોના ટોળે ટોળા પર્વતોની ટેકરીઓ પર જમા થયા મૂર્તિઓના કટ્ટર વિરોધી હોવા છતા મુસ્લિમોએ એક પણ મૂર્તિનુ અપમાન ન કર્યું, અને સપૂર્ણ શિસ્ત તથા શાતિથી બધી વિધિઓ પૂરી કરી જે આદર્શ ભક્તિ અને પવિત્ર બુદ્ધિથી એમણે હજ કરી અને નમાઝ પઢી એની પ્રેક્ષકો પર ભારે અસર થઈ ખાલિદ (ઇસ્લામનો નેપોલિયન), અમરૂલ આસ (ઇસ્લામનો ચાણક્ય) અને ઉસ્માન બિન તલ્હા (કાબાનો મુહાફિઝ) એ ત્રણ પ્રસિદ્ધ કુરેશો આ સમયે મુસલમાન થયા, અને મક્કાના કુરેશોમા એવુ ગાબડુ પડ્યુ કે જેથી બે વર્ષ પછી, જ્યારે મહમદ સાહેબે કુરેશોને નામે ચઢેલા કરારભગોને કારણે દશહજારની ફોજ લઈને મક્કા પર વીજળીક છાપો માર્યો, અને સરદાર અબુસુફિયાન, કેદ પકડાયા પછી મુસલમાન થયો અને 'બારણા બંધ કરી દો! મહમદ આવે છે! બારણા બધ કરીને જે બેસી જશે, મારે શરણે આવશે કે કાબામા ભરાઈ જશે, એ સલામત છે!' એવો પોકાર કરતો મક્કામા પાછો આવ્યો, ને પછી મહમદ સાહેબ પોતાના લશ્કર સાથે વિજય પ્રવેશ કરી મક્કાના સ્વામી થયા ત્યારે કુરેશોના આખા કબીલાના કબીલા રાજીખુશીથી મુસલમાન થઈ ગયા! મહમદ સાહેબનો, ખુદાના આખરી પેગબરનો અને અરબસ્તાનના રાષ્ટ્રપિતાનો લોહીનુ લગભગ એક પણ ટીપુ રેડ્યા વિના, આ એવો વિજય થયો કે જેની ઇતિહાસમા જોડી નથી! 'લોહીનુ લગભગ એક પણ ટીપુ રેડ્યા વિના' એમ કહ્યુ છે, કારણ કે જુદી જુદી બાજુથી મુસ્લિમ લશ્કરનો મક્કાનો આ વિજયપ્રવેશ ગોઠવવામા આવ્યો હતો એમા જે બાજુ મુસ્લિમોના કટ્ટર દુશ્મનો રહેતા હતા તે બાજુના લશ્કરની સરદારી ઇસ્લામના નેપોલિયન સમા ખાલિદના હાથમા હતી, ને એના લશ્કરી પ્રવેશ સામે જ્યારે કેટલાક કટ્ટર દુશ્મનોએ તીર છોડ્યા ત્યારે, મહમદ સાહેબની સખત મનાને

વિસારી દઈને, ખાલિદે બચાવમાં તલવાર ચલાવીને કેટલાકને કાપી નાખ્યા હતા. પણ એટલામાં મહંમદ સાહેબ ત્યાં પહોંચી ગયા હતા ને કતલ બંધ કરી વાતાવરણ શાંત કરી દીધું હતું.

મક્કાનો કબજો લીધા પછી પેગંબર સાહેબે સામાન્ય રીતે, બધા જ કુરેશો અને મક્કાવાસીઓને જ નહિ, પણ મુસ્લિમોના કટ્ટરમાં કટ્ટર શત્રુઓને પણ માફી આપી હતી; અને મક્કાવાસીઓ પર એવી પ્રેમ-વર્ષા કરી હતી કે ત્યાંના મોટા ભાગના લોકો આપોઆપ મુસલમાન થઈ ગયા. જે ન થયા એઓ મુસ્લિમોના મિત્ર તો બની જ ગયા. કાબામાં આવેલી ત્રણસો સાઠ મૂર્તિઓને અંધારયુગના આરબોએ દેવીપદે બેસાડી હતી તે બધીને પેગંબર સાહેબે જાતે જઈને ગબડાવી પાડી તેમ જ ગબડાવી પડાવી; અને ઇસ્લામના આદર્શ પ્રમાણે કાબાની મસ્જિદને નિરંજન નિરાકાર અલ્લાની બંદગીનું પાક મુસ્લિમ બંદગી-ઘર બનાવી દીધું.

## [૧૦]

હવે સવાલ થયો કે પેગંબર સાહેબે મદીનામાં જ રહેવું, કે મક્કાને પોતાનું પાયતખ્ત બનાવી મક્કામાં જ રહેવું? પેગંબર સાહેબ મદીના-વાસીઓને આપેલા કોલને જ વળગી રહ્યા, અને મક્કાની હિફાજત માટે પોતાનો નવો હાકેમ નીમીને થોડા દિવસ રહી ઈ. સ. ૬૩૦માં પોતાના સોબતીઓ સાથે મદીના ચાલ્યા ગયા.

ત્યાર પછી બે વર્ષ સુધી મહંમદ સાહેબે મક્કામાં પગ મૂક્યો નથી. ઈ. સ. ૬૩૧માં જ્યારે મક્કાની વાર્ષિક જાત્રાનો વખત થયો ત્યારે હજી ત્યાં બિનમુસ્લિમ યાત્રાળુઓ તરફથી જે અશુદ્ધ વિધિઓ — જેવી કે, કાબાની નગ્ન પ્રદક્ષિણા વગેરે ચાલતી હતી, તેને લીધે એમણે ત્યાં જવાની ના પાડી હતી. આથી અબુબક્રની સરદારી નીચે ફક્ત ત્રણસો એક મુસલમાનો જ એ વર્ષે જાત્રાએ ગયા હતા. આ અરસામાં જે આયતો ઊતરી તેનું ત્યાં જઈને જાહેર વાચન કરવા અને ઉપર્યુક્ત અશુદ્ધિઓ બંધ કરવાનો સંદેશો આપવા હજરત અલીને

ખાસ ફરમાનથી સાથે મોકલવામાં આવ્યા હતા. ત્યારથી બિનમુસ્લિમો માટે કાબાની જાત્રાનો પ્રતિબંધ ફરમાવવામાં આવ્યો, અને કુરાને શરીફમાં મંજૂર કરેલી શુદ્ધ ઇસ્લામી વિધિઓ સિવાય બધી જૂની વિધિઓ બંધ થઈ ગઈ. આથી બીજે વર્ષે જ્યારે વખત થયો ત્યારે, અર્થાત્ હિજરી દસમી સાલમાં મહંમદ સાહેબની પોતાની સરદારી નીચે મદીનાથી યાત્રાળુઓની એક ગંજાવર સંખ્યા* મક્કાની જાત્રાએ ગઈ. આ એમની છેલ્લી જાત્રા યાને 'હજ્જતુલ્વિદા' કહેવાય, કારણ ત્યાંથી પાછા ફર્યા પછી થોડો વખત રહીને એમની તબિયત બગડી.

મદીનાની ઉત્તરે સોએક માઈલ પર આવેલ ખૈબર યહૂદીઓનો મોટો ગઢ હતો. શરૂઆતની ટૂંક સારાસારી પછી યહૂદીઓ મુસ્લિમોના મિત્ર રહ્યા નહોતા એ આગળ બતાવાયું છે. હુદૈબિયાના કરાર પ્રમાણે મુસ્લિમો મક્કાથી પાછા ફર્યા ત્યારે તેઓ હાર્યા છે, ને નબળા પડ્યા છે એમ માની, મદીનાથી દેશનિકાલ થયેલા યહૂદીઓએ ત્યાંના રહીશોને ઉશ્કેરીને મુસ્લિમો સામે પગલાં લેવાની પેરવી કરવા માંડી હતી. એ ખબર મળતાં ૧૪૦૦ પ્યાદાં અને ૨૦૦ ઘોડેસ્વારનું લશ્કર લઈને મહંમદ સાહેબે એમના પર તરત જ ચડાઈ કરેલી અને એમને હાર આપેલી. તે વખતે ઝેનબ નામની એક યહૂદણે મહંમદ સાહેબને ઝેર આપેલું. પહેલે જ કોળિયે એની ખબર પડી જવાથી મહંમદ સાહેબ ત્યારે તો બચી ગયેલા, પણ એ ઝેરની માઠી અસરો એમને છેક સુધી નડયા જ કરતી હતી. એમાં તાવ લાગુ પડ્યો અને ૧૨મી રબીઉલઅવ્વલ હિજરી ૧૧ અર્થાત્ ઈ. સ. ૬૩૨ની ૧૭મી જૂનને રોજ એમણે દેહ છોડી પોતાના સરજનહાર પાસે પાછા જવાનો રાજમાર્ગ ગ્રહણ કર્યો.

---

* આ સંખ્યાના ૪૦,૦૦૦થી માંડીને ૧,૭૦,૦૦૦ સુધીના જુદા જુદા અંદાજ જુદા જુદા લેખકો આપે છે.

## ૩

# અબુબક્ર અસ્સિદ્દિક

'જેવા લોકો ધારે છે કે પયગંબર ગુજરી ગયા છે હું ખુદાના કસમથી કહું છું કે એ ગુજરી ગયા નથી પરંતુ ઈસુની જેમ એ સ્વર્ગની સફરે ગયા છે ને થોડા જ વખતમાં પાછા આવશે એ ગુજરી ગયા છે એમ કહેનારના હાથપગ હું કાપી નાખીશ! મારી હાજરીમાં જે એવો હરફ કાઢશે એનું માથું હું ધડથી જુદું કરીશ!'—ઉઘાડી તલવારે ઊભેલા હજરત ઉમર બોલ્યા

કાળજું વીંધી નાખે એવા આ સમાચાર મળતા અબુબક્ર પેગંબર સાહેબની મરણપથારી આગળ આવી પહોંચ્યા ને પથારીમાં હવે મડદું જ પડ્યું રહ્યું છે એની ખાતરી થતા, એમણે પોતાના ગુરુવર્યના એ મૃતદેહને ચુંબન કર્યું ને બોલ્યા 'જીવનમાં ને મરણમાં તમારી મધુરતા તો એ ને એ જ છે'

પછી બહાર આવીને ઉમરને એમણે બેસી જવા ને શાંત થવા કહ્યું પણ એ ન બેઠા લોકોનું ટોળું ઉમરને છોડી અબુબક્રને ફરી વળ્યું અબુબક્ર બોલ્યા

'જેઓ મહંમદને ભજે છે તેમને હું કહું છું કે મહંમદ ગુજરી ગયા છે પણ જેઓ ખુદાને ભજે છે તેમને હું કહું છું કે ખુદા જીવે છે અને અમર છે  અને મહમદ કોણ હતા? ખુદાના પેગંબર સિવાય વધુ કશું જ નહિ! એમની પૂર્વે બીજા પેગંબરો આવ્યા છે ને ગયા છે મહમદ મરણના કુદરતી માર્ગે સિધાવે એથી શું તમે પાછા પથ્થર પૂજતા થઈ જશો? કોઈ જો એમ કરશે તો યાદ રાખજો કે ખુદાને એ જરા પણ ઈજા પહોંચાડી શકવાનો નથી'

આ શબ્દોની ભારે અસર થઈ ને લોકો શાંત પડયા. આટલું કહીને સત્યવાન અબુબક્ર (અસ્સિદ્દિકનો અર્થ સત્યવાન જ છે) મદીના ગયા, ત્યાંના મૂળ વતનીઓ મહમદની જગાએ કોને રાજસત્તા પર નીમવો એની ભાંજગડમાં પડયા હતા. મદીનાના લોકોને થયું હતું કે, 'મહંમદ સાહેબ અને એમના હિજરતીઓને તો આપણે રક્ષણ આપેલું. આપણા શહેરમાં હવે હિજરતીઓ શેના રાજ્ય કરે? મહંમદ સાહેબની વાત જુદી હતી.' પણ એ લોકોમાં પક્ષ હતા એટલે અંદર અંદર સત્તા માટે તકરાર થઈ, ને એ વખતે દાખવેલા વાણી ને બુદ્ધિના કૌશલ્યને પરિણામે અબુબક્રને જ બધી સત્તા આપી ખલીફ ચૂંટવામાં આવ્યા.

એમનો જન્મ ઈ. સ. ૫૮૩માં મક્કામાં થયેલો જાતે એ કુરેશ ખાનદાનના હતા. સગાઈની દષ્ટિએ તે મહમદ સાહેબના સસરા હતા. પેગબર સાહેબના જીવન દરમિયાન એમના મોંમાંથી જે વાત નીકળતી તેની સત્યતા પુરવાર કરનારાઓ ને સ્વીકારનારાઓમા તે સૌથી મોખરે હતા મુસલમાન થયા પહેલાં પણ એ દારૂને અડતા નહિ ને મૂર્તિપૂજા કરતા નહિ વાત એમ બનેલી કે, એક દિવસ એમના પિતા એમને મૂર્તિ આગળ લઈ ગયા ને દંડવત કરવા કહ્યું. એમણે દંડવત કર્યાં, પણ પિતાની પૂંઠ થઈ એટલે એમણે મૂર્તિને કહ્યુ, 'હુ ભૂખ્યો છુ, મને ખાવાનુ આપ.' પણ કઈ જવાબ ન મળ્યો પછી એમણે કહ્યું, 'હુ નાગો છુ, મને પહેરવાનુ આપ' પણ એનો પણ કાંઈ જવાબ ન મળ્યો. આથી એ ચિડાયા ને મૂર્તિ પર પથ્થર ફેંકી ચાલતા થયા

ધંધે એ મોટા વેપારી હતા દેશભરમા — યમનથી સીરિયા સુધી — એમનો વેપાર ચાલતો હતો ને આવક પણ એટલી જ સારી હતી. એ મુસલમાન થયા ત્યારે એમની પાસે ૪૦,૦૦૦ દિરહમ હતા, એટલે લગભગ ૮,૦૦૦ રૂપિયાના તે માલિક હતા ઇસ્લામની સેવામાં એમણે એટલા ઉદાર હાથે ખર્ચ કર્યું હતુ કે હિજરત વખતે એમની પાસે એમાંના ફક્ત હજારેક રૂપિયા જ બાકી હતા

એક વખતે પેગંબર સાહેબે ઇસ્લામીઓને પીરનાર પર ચડાઈ કરવા માટે અનુયાયીઓ પાસે નાણાં માગ્યાં, ત્યારે હજરત ઉમરે પોતાની અર્ધી દોલત આપી દીધી, ને ધાર્યું કે આજે હું અબુબકર કરતાં ચડી જઈશ. પણ પછી એમને ખબર પડી કે, અબુબકર તો પોતાનું સર્વસ્વ આપી ચૂક્યા હતા!

મદીનાના એક પરામાં રહેતી એક ગરીબ આંધળી ડોશીની સેવા કરવા હજરત ઉમર રોજ રાતે ત્યાં જતા. એક દિવસ એમને જણાયુ કે, આજ તો મારા પહેલાં કોઈ આવીને એની સેવાચાકરી કરી ગયુ છે ને જોઈતું બધુ સાધન પહોંચાડી ગયુ છે! આ નવો ને મારાથી પણ પહેલો પહોંચી જનાર સેવક વળી કોણ છે એ જાણવા બીજે દિવસે એ બહુ વહેલા આવીને તપાસ રાખતા ન આ થોડી જ વારમા જોયું તો એ બીજુ કોઈ નહિ પણ ખલીફ અબુબકર પોતે હતા!

ધર્મબદલો કરનાર પર એ જમાનામા ભારે જુલમો ગુજરતા. તેમા ગુલામો ધર્મ બદલે તો તો પછી પૂછવુ જ શું? એમને તો કેવું જ ભારે પડી જતુ. અબુબકર આવા ગુલામોને ખરીદી લેતા ને જુલમમાંથી છોડાવતા.

એક દિવસ પેગંબર સાહેબે સવારની નમાજ પછી એકત્ર થયેલા સાથીઓને સવાલ કર્યો, 'આજે કોણે ભૂખ્યાને અન્ન આપ્યુ છે ને નાગાંને વસ્ત્ર આપ્યાં છે? આજે કોણે માંદાની બરદાસ કરી છે?' આખા મંડળમા આ ત્રણે સવાલના જવાબમાં હા કહી શકનાર માત્ર અબુબકર જ હતા!

ખલીફ થયા પછી પણ દીનદુખિયાની દાઝ જાણનાર આ પુરુષના જીવનમા કે વર્તનમા કોઈ ફરક પડ્યો હોય તો તે એ જ કે, પોતાના હોદ્દાના અભિમાનમા પોતે કોઈને અન્યાય ન કરી બેસે, અને એક પણ બિનજરૂરી કઠોર શબ્દથી કોઈનુ દિલ ન દૂભવે, એ માટે એ વિશેષ કાળજી રાખતા. ચર્ચાના વેગમા એક દિવસ એક જણને એમણે એકાદ વધારે પડતુ વેણ કહી દીધેલુ તે બદલ એમણે તરત એની માફી માગી

લીધા એટલું જ નહિ, એને જવાબમાં જે સામા વેણુ મારતાં હોય તે મારવા દીધેલા

એમની સાદગીનો પાર નહોતો ખલીફ હોવા છતાં એ એક સામાન્ય માણસ તરીકે જ રહેતા આડોશપાડોશમાં બકરીઓ દોહતી છોડીઓને દોહવામાં પણ એ મદદ કરતા એ સાદો પોશાક પહેરતા, સાદો ખોરાક ખાતા ને સાદા ઘરમાં જ રહેતા બારણે એક ચોકીદાર રાખવા સરખો સત્તાનો દેખાવ પણ એ રાખતા નહિ સીરિયા પર ચડાઈ કરવા લશ્કર લઈને જતા એક સેનાપતિને વિદાય આપવા ગયા ત્યારે સેનાપતિ ઘોડા પર સવાર થયેલો હતો, પણ તે પોતે એની જોડે પગપાળા જ જતા હતા. સેનાપતિએ કાં તો ઘોડા પર સવારી કરવા, કાં તો પોતાને ઘોડા પરથી ઊતરી જઈ પગપાળા ચાલવા દેવા બહુ બહુ વિનતી કરી, પણ એમણે એક પણ ન સાભળી ઊલટું એ બોલ્યા, 'હું અલ્લાના રાહમાં જ ચાલું છું '

તે બહુ વિદ્વાન હતા આખું કુરાન એમને મોઢે હતું નિમાજ વખતે ઇમામનું કામ પેગંબર સાહેબ એમને આપતા વક્તૃત્વની શક્તિ એમની ભારે હતી એમના પ્રવચનો શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દેતા. અરબસ્તાનની જુદી જુદી ટોળીઓ ને વંશોના પૂર્વકાલીન ઇતિહાસનું પણ એ ભારે જ્ઞાન ધરાવતા ને ઘણી વાર ન્યાય તોળવામાં એમને એ બહુ ઉપયોગી નીવડતું સ્વપ્નોનો અર્થ સ્પષ્ટ કરવાની પણ એ ખાસ કુશળતા ધરાવતા

એક બાજુ એ ફૂલના જેવા કોમળ હૃદયવાળા દયાળુ પુરુષ હતા, તેવા જ ફરજ બજાવવામાં વજ્રથી પણ કઠોર, દૃઢ ને બહાદુર હતા ઇસ્લામની પહેલી લડાઈમાં પેગંબર સાહેબ પર દુશ્મને જ્યારે હુમલો કરેલો, ત્યારે એમણે ભારે બહાદુરીથી ને કુશળતાથી એમના અંગરક્ષક તરીકે કામ કરેલું

પેગંબર સાહેબના અવસાન પછી રાજસત્તાની લગામ એમણે જ્યારે હાથમાં લીધી, ત્યારે ચોપાસ બંડ ફાટી નીકળ્યાં હતાં 'આવો વારસો એટલે

બોદલી નાખી', એ ન્યાયે કેટલાય હોશિયાર માણસોએ પોતે પેગંબરપણાના ઢોંગ આદર્યા હતા, ને નવા નવા પંથો નીકળવા માંડ્યા હતા. અબુબક્રે ધર્મ અને રાજ્ય સામેનાં આ બેવડાં બંડ ભારે હિંમતથી દાબી દીધાં. એક લેખકે આનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કે, અબુબક્રે જે દૃઢતા ને શાણપણ આ બંડો બેસાડી દેવામાં દાખવ્યાં, એ ન દાખવ્યાં હોત તો ઇસ્લામ પોતાના બચપણમાં જ નામશેષ થઈ જાત.

અઢી વર્ષની ટૂંકી પણ ઉજ્જવળ કારકિર્દી પછી એક સાધારણ માંદગીમાં જ એમણે દેહત્યાગ કર્યો.

## ૪

## હજરત ઉમર

ઇસ્લામના બીજા ખલીફ હજરત ઉમર ઈ. સ. ૫૮૨માં જન્મ્યા હતા. અને ૫૨ વર્ષની ઉંમરે એટલે ઈ સ. ૬૩૪ની સાલમાં અબુબક્ર પછી તે ગાદીએ આવ્યા. મુસલમાન થયા પહેલાં એ ઇસ્લામના કટ્ટા શત્રુ હતા. જે કોઈ મુસલમાન થાય એના પર, ઇસ્લામનો ત્યાગ કરાવવા, એ ભારે જુલમ કરતા, પણ જુલમથી તો ઇસ્લામીઓ ઇસ્લામને ઊલટા બેવડા જોરથી વળગી રહેતા. આથી એક વખત એમને એવો વિચાર આવ્યો કે, 'આમ ઇસ્લામ સ્વીકારનારાઓ પર જુલમ ગુજારવાથી ક્યારે પાર આવશે? ખુદ પેગંબરને જ પૂરા કરવા દે ને! મૂળ પર ઘા કરીશ એટલે ડાળપાંદડાં એની મેળે મરી જશે.'

એટલે એક દહાડો હજરત મહંમદનું ખૂન કરવાનો નિશ્ચય કરીને એ એમની શોધમાં નીકળી પડ્યા. ત્યાં રસ્તામાં એક જણ મળ્યો તેણે કહ્યું, 'ભલા માણસ, તારા ઘરમાં જ હોળી સળગી છે તે જોતો નથી? તારાં બહેનબનેવી મુસલમાન થયાં છે તેમને તો તારાથી કાંઈ થતું નથી!'

આથી એ તરત બહેનના ઘર તરફ વળ્યા. ત્યા પહોચ્યા ત્યારે બહેન કુરાને શરીફનો પાઠ કરતી હતી ત્યા પહોચતા વેત એમણે બહેન બનેવી બન્નેને ઇસ્લામ સ્વીકારવા માટે કઈ કઈ કહી નાખ્યુ, ને એથી સંતોષ ન થયો એટલે બનેવી ઉપર એ તૂટી પડચા! બહેન તેમા વચ્ચે પડી, એથી એને વાગ્યુ ને એ લોહીલુહાણ થઈ ગઈ! એની, તથા બહેને જે જુસ્સાથી ઇસ્લામ વિષેની પોતાની શ્રદ્ધા પોકારીને ગમે તે ભોગે એને વળગી રહેવાનો નિશ્ચય બતાવ્યો તેની એમના પર ભારે અસર થઈ એ બોલ્યા, 'ઠીક, તુ શુ વાચતી હતી? વાચ જોઉ '

જ્યાથી અધૂરો મૂકચો હતો ત્યાથી બહેને પાઠ આગળ શરૂ કર્યો એના શબ્દેશબ્દ એમના મનમા સોસરા પડચા એ ત્યાથી ચાલ્યા ને સીધા પેગમ્બર સાહેબ પાસે જઈને મુસલમાન થયા! આમ પેગબર સાહેબની વર્ષોની પ્રાર્થના ફળી

ઇસ્લામમા એમના આગમન પછી મુસલમાનોમા નવુ જોર ને નવી હિંમત આ યા અત્યાર સુધી ખાનગીમા પઢાતી નમાઝ હવેથી કાબામા જઈને મુસલમાનો જાહેરમા પઢવા લાગ્યા

હજરત ઉમરના ખલીફ તરીકેના શાસનમા ઇસ્લામનો અને આરબ સામ્રાજ્યનો ખૂબ વિસ્તાર થયો રોમનોને હરાવીને પાછા પાડવામા આવ્યા, ને ઈરાન, પેલેસ્ટાઈન, સીરિયા, અને મિસર જીતી લઈને ત્યાં સર્વત્ર ઇસ્લામનો ઝંડો ફરકાવવામા આવ્યો

અબુબકની જેમ એમની રહેણીકરણીમા સાદગીનો પાર નહોતો એ નાના હતા ને મક્કાની ચોગરદમ દસ દસ માઈલ સુધી ઊટ ચારતા ફરતા હતા, તે વખતની ને એઓ ખલીફા થયા તે વખતની રહેણી કરણીમા ભાગ્યે જ કાઈ પણ ફરક હતો એ સાદો ખોરાક ખાતા ને થીગડાવાળા કપડા પહેરતા એક ફાડો, પહેરવાના વસ્ત્ર ધોવાતા હોવાથી કલાકો સુધી એ કોઈને મુલાકાત પણ આપી શકચા નહોતા!

ખલીફ થયા છતાં તેઓ વર્ષે એક હજાર રૂપિયા જેટલો, અર્થાત્ ઇસ્લામની પહેલી કિંવા મક્કી લડાઈમાં ભાગ લેનાર સૌને મળતો એટલો જ પગાર લેતા છતાં, વધતા જતા સામ્રાજ્યમાં રાજ્યના જવાબદાર નોકરોને ઊંચો પગાર નહિ અપાય તો ઇમાન્દારી ને લાયકાતવંત વધી જશે એવું માનતા હોઈને, તેઓ માટે પાંચ પાંચ હજાર રૂપિયા સુધીનો મોટો પગાર મંજૂર કરવા જેટલી દૂરદ્રષ્ટિ તેમણે બતાવી હતી

એમનો ન્યાય શુદ્ધ અને કડક હતો સગાસાગવાંને ગનતા નહીં રાજ્યની નોકરીઓમાંથી એ બાકાત જ રાખતા એમ છતાં, જ્યાં કોઈ ન રાખતા ત્યાં તેમની તરફ તસુમાત્ર કોમળતા દાખવતા નહિ ઊલટું બીજાઓને મુકાબલે જરા કરડાકીથી જ બતાવતા અબ્દુલ્લા નામના પોતાના પુત્ર કરતા ઉસમા બિન ઝૈદ નામક સેનાપતિને જ્યારે વધારે પગાર આપવામાં આવ્યો ત્યારે પુત્રે વાંધો ઉઠાવ્યો કે, 'હું કોઈ પણ રણક્ષેત્ર પર ક્યારેય ઉસમા કરતા પાછો પડ્યો છું? શા માટે મને ઓછો પગાર?' જવાબમાં એમણે એટલું જ કહ્યું કે, 'ઉસમાના વાદ ન કરીશ! એ તો પાક પેગમ્બરને પણ વધુ પ્રિય હતો!' બીજો એક પ્રસંગ છે મદીનામાં લડાઈની લૂંટનું ધન આવી પહોંચ્યું ને એમની પુત્રી હજરત હફસાએ કહ્યું, 'મને ભાગ આપો', ત્યારે એમણે એને એમ કહીને પાછી કાઢી કે, 'તારો ભાગ મારી અંગત મિલ્કતમાં હોય, લડાઈની લૂંટમાં નહિ '

એક વાર એમના પત્ની ઉમ્મ કુલ્સુમે રાજ્યના નોકર મારફત રોમની મહારાણીને કેટલીક અત્તરની શીશીઓ ભેટ મોકલેલી જવાબમાં મહારાણીએ તેમાં ઝવેરાત ભરી મોકલ્યાં આ વાતની ખબર પડતાં, એમણે (હજરત ઉમરે) એ અંગત ભેટો પણ રાજ્યની તિજોરીમાં આપી દેવાની એમને ફરજ પાડેલી

અબુ શાહમા નામના પોતાના પુત્રને, દારૂબંધીનો ભંગ કરી દારૂ પીવાના ગુના માટે, ખરેખર ૮૦ ફટકાની સજા એમણે પોતે કરેલી ને એ પુત્ર પરિણામે મરણ પામેલો

નાનો મોટો કોઈ પણ અમલદાર એમના કડક ન્યાયશાસનમાંથી છટકી શકતો નહિ નાનો સરખો પણ અપરાધ કર્યો એટલે શિક્ષા અચૂક થઈ જ સમજો ખાલિદ નામે રાજ્યના એક મોટામા મોટા, ને કિંગન ન્મેન અનેક દેશો પર ભારે ભારે ફતેહો મેળવનાર સેનાપતિ વિષે એવી રાવ આવી કે, રાજ્યની નોકરીમાં એણે ધનદોલતના એવા ગંજ કર્યા છે કે એક કવિને પ્રશંસાનું કવિત કહેવા બદલ દસ હજાર દિરહમનું તો એણે ઇનામ આપ્યું છે ! વળી એણે પાણીમાં દારૂ મિલાવીને સ્નાન કર્યું એવો પણ આરોપ થયો પકડહુકમ નીકળતા તરત ગાધીરૂધીને એને એમની હજૂરમા રજૂ કરવામા આવ્યો ઊલટતપાસમા ખાલિદે ફરીથી દારૂવાળા પાણીમા નહિ નાહવાનું વચન આપ્યું પણ એકત્ર કરેલ ધનદોલત માટે એ કોઈ સતોષકારક જવાબ ન આપી શક્યો આથી એની મિલકતનો હિસાબ કરાવી તેમાથી વીસ હજાર દિરહમ રાજ્યની તિજોરીમા ભરી દેવા તેમણે હુકમ આપ્યો એટલું જ નહિ, એને હોદ્દા પરથી ઉઠાડી મૂકી ઢંઢેરો પિટાવ્યો કે, ' લોક બધા વિજયોનો જશ ખુદાને બદલે ખાલિદને આપે છે તેથી હું તેને પદભ્રષ્ટ કરું છું ' આટલી બધી કડકાઈ છતા એમનામા વડીલની કુશળતા ને દુઆમ એટલા બધા હતા કે કોઈથી ચે કે ચૂ થઈ શકતું નહિ

હજરત દુશ્મનો પ્રત્યે તેમ જ ગુનેગારો પ્રત્યે કઠોર હતા એવા જ ગરીબગુરબા અને નિર્દોષ પ્રજાજનો પ્રત્યે રહેમદિલ ને જાતે ઘસાઈને મદદ કરનારા હતા એક રાતે નગરચર્યા કરતા એમણે અનેક રોતા બાળકોથી વીંટળાયેલી એક બાઈને જોઈ તપાસ કરતા જણાયું કે બાળકો દિવસો થયા ભૂખ્યા છે તરત હજરત મદીને પાછા ફર્યા ને હજૂરિયાના આગ્રહને નકારીને પોતાની પીઠ પર ઊચકી લઈ જવાય એટલું ખાવાનું લઈ ગયા, ને એ છોકરાને પારણા કરાવી બાઈને નિશ્ચિત કરી બીજી એક વાર એક તબૂમા એક બાઈને સુવાવડના દુખે કણસતી સાભળી એઓ તરત ઘેર ગયા ને પોતાની પત્નીને એની સેવાચાકરી કરવા લઈ આવ્યા !

ઈ. સ. ૬૩૯માં જ્યારે સીરિયા ને ઈરાનમાં ભારે દુકાળ પડ્યો ત્યારે એમણે દૂધ અને માખણને વર્જ્યાં હતાં, ને બનતી બધી રીતે દુકાળિયા પ્રદેશમાં ખોરાક પહોંચાડ્યો હતો. આ દુકાળ દરમિયાન એમનો એક દીકરો કાકડી ખાતો હતો ત્યારે એ એને ખૂબ વઢેલા કે, 'ચોપામ જ્યારે માનવી ખોરાક વિના તરફડે છે ત્યારે તને આ શોખ કરવાનું સૂઝે છે ?' .

રાજ્યના કાઝીઓની નિષ્પક્ષતાની ખાતરી કરવા કેટલીક વાર તેઓ જાતે ફરિયાદી થતા. એક વખત એવું બન્યું કે એમની પાસે સાક્ષી તરીકે સોગન લેવરાવવાના આવ્યા ત્યારે કાઝીએ કહ્યું કે ખલીફ પાસે સોગન લેવડાવવાની જરૂર નથી ! આ પક્ષપાતથી એ એટલા બધા નારાજ થયા કે એ કાઝીની નોકરી ગઈ.

એમના રાજ્યમાં અનેક દેશ જિતાયા; પણ એ જમાનાની રીત પ્રમાણે જિતાયેલા દેશોને લૂંટીને વસ્તી લવાતી અઢળક દોલતમાં રાજ્યની પડતીનું મૂળ રહેલું છે એ એમને જ પ્રથમ સૂઝેલું. આ વિષયમાં એમની લાગણીઓ એટલી તીવ્ર થઈ ગઈ હતી કે, ઈરાન જિતાયા પછી, રાજભાગ પાડવા માટે, લૂંટાયેલી દોલતના ગંજના ગંજ જ્યારે મદીનામાં આવી પડ્યા ત્યારે એ રડી પડેલા. કોકે પૂછ્યું કે, 'આ પ્રસંગે હર્ષને બદલે આંસુ કેમ ?' ત્યારે એ બોલેલા કે, 'આ અઢળક દોલત ભવિષ્યમાં ઇસ્લામની પડતી કરશે.'

આરબ સામ્રાજ્યની બિનમુસલમાન પ્રજા પ્રત્યેનું એમનું વર્તન ખાસ ધ્યાન ખેંચે એવું છે. જબરદસ્તીથી મુસલમાન કરવા કરાવવાના આરબ ઝનૂન પર એમણે અંકુશ મૂક્યા હતા. અન્યના લોકો પોતપોતાનો ધર્મ પાળી શકતા, ને રાજ્ય એમનાં ધર્મમંદિરો, પવિત્ર સ્થળો ને ધર્માદા મિલકતોની પવિત્રતા મંજૂર રાખતું. બિનમુસલમાન પ્રાજાજનોની જમીનો મુસલમાનોથી ન ખરીદી લઈ શકાય એવો પણ એમણે હુકમ કર્યો હતો.

નવાઈની વાત તો એ છે કે, આવા ન્યાયપરાયણ દયાળુ ને પાક ખલીફનુ, એક ગુલામને હાથે જ ને તે પણ નમાઝ પઢવા જતા જ, ઈ સ ૬૪૪મા ખૂન થયુ ખૂનીનુ કહેવુ એમ હતુ કે, મારા શેઠ મારી પાસે ગજા ઉપરાંત કામ કરાવે છે એવી મારી ફરિયાદ બાબત ખલીફે બરાબર ન્યાય નહોતો આપ્યો

## ૫

## હજરત ઉસમાન

હજરત ઉસમાનનો જન્મ ઈ સ ૫૭૫મા થયો હતો એ કુરેશીના બની ઉમૈયા નામના પ્રસિદ્ધ ને આગળ પડતા ખાનદાનના હતા ઇસ્લામ કબૂલવામા એ ખાનદાન જેટલુ પછાત હતુ એટલા જ હજરત ઉસમાન હજરત અબુબકરના ઉપદેશથી એમા આગળ પડતા હતા એમના કાકાએ આથી એમને પગે બેડીઓ પહેરાવી ને જાતજાતની ધમકીઓ આપી પણ એ એકના બે ન થયા ત્રણ ચાર દહાડે થાકીહારીને એમણે બેડીઓ કાઢી લીધી

નવધર્મી મુસ્લિમો પર ગુજરતા ત્રાસમાથી બચવા પેગંબર સાહેબની સૂચનાથી ઇસ્લામના ઇતિહાસમા જે પ્રથમ દેશત્યાગ માને હિજરત થઈ એમા મિસર ચાલ્યા જનાર મુસ્લિમોમા હજરત ઉસમાન આગેવાન હતા

જીવનની શરૂઆત એમણે દોરીવાણિયા તરીકે કરેલી, ને કાપડના વેપારમા એ લાખો કમાયેલા આખુ કુરાન એમને મોઢે હતુ એટલુ જ નહિ, કુરાન મોઢે કરનાર એ પહેલા પુરુષ કહેવાય છે એમને બારણેથી જીવનભરમા કોઈ ભિક્ષુક ખાલી હાથે પાછો ગયો નથી દર શુક્રવારે એક ગુલામનો છુટકારો કરવો એવો એમને નિયમ હતો લખપતિ છતા, ને સ્વભાવે જરા આરામપ્રિય હોવા છતા એ પૂર્વકાલીન મુસ્લિમોના જેવો સાદો ખોરાક ને સાદો પોશાક સાચવી રહ્યા હતા

અબુબક્રના રાજ્યમાં દુકાળ પડ્યો ત્યારે એક હજાર માપ દાણા એમણે ખરીદેલા હતા. જે વેપારીઓ એમની પાસે એ દાણા ગરીબો માટે ખરીદવા આવેલા એમણે કહ્યું કે, 'અમે આપને પચાસ ટકા નફો આપીએ, અમને આપો!' ત્યારે હજરત ઉસમાને કહેલું કે, 'હું તો હજાર ટકા નફો આપે એને જ એ આપવાનો.' વેપારીઓ પાછા ગયા પછી એમણે એ બધું અનાજ ગરીબોમાં વહેંચી દીધું ને કહ્યું કે, 'ખુદા મને હજાર ટકા લાભ આપશે.' પેગંબર સાહેબે નક્કી કરેલા એક લશ્કરી ફંડમાં એમણે સૌથી મોટી રકમ — ૩૦૦ ઊંટ, સાજસામાન સાથે — ભેટ કરેલી. મક્કા પર જ્યારે પેગંબર સાહેબ હલ્લો લઈ ગયેલા ત્યારે કુરેશો જોડે સમાધાનના સંદેશા ચલાવવા એમને જ મોકલવામાં આવેલ.

હજરત ઉમરે મરણપથારી પરથી નવા ખલીફની ચૂંટણી માટે એક સમિતિ નીમેલી. એમાં ઘણા મતભેદો પડ્યા. છેવટે સમિતિએ પોતામાંથી એક અબ્દુર્રહેમાન, જેમણે ખલીફ થવા હજરત ઉમર સમક્ષ જ ના પાડી હતી, તેમને ચૂંટણીની કુલ સત્તા આપી. એમની સમક્ષ બે ઉમેદવારો સૌથી તરી આવે એવા હતા: એક હજરત અલી ને બીજા હજરત ઉસમાન. હજરત અલી પેગંબર સાહેબના જમાઈ ને સગા કાકાના દીકરા હતા. અદ્યાપિ મહમદ સાહેબના બની હાશિમના ખાનદાનનો કોઈ ખલીફ થયો નહોતો, એટલે ઘણાની ઇચ્છા હતી કે એ ખલીફ ચૂંટાય. હજરત ઉસમાનને પેગંબર સાહેબે એક પછી એક એમ પોતાની બે પુત્રીઓ પરણાવી હતી, ને બની ઉમૈયાના ખાનદાનની બહોળી લાગવગ ને બળવાન ઇચ્છા એઓ ખલીફ ચૂંટાય એવી હતી. બંને ઉમેદવારોને ખલીફપદ માટે પૂછાતાં બંને એકબીજાને એ પદ માટે લાયક ગણાવ્યા કરતા હતા. છેવટે લવાદે એક પછી એક બંનેને બોલાવ્યા ને પૂછ્યું, 'મહમદ સાહેબના આદેશો ને એમના ખલીફોની પરંપરાઓ પ્રમાણે તમે રાજ્ય કરશો?' હજરત અલીએ કહ્યું, 'યથાશક્તિમતિ.' ત્યારે હજરત ઉસમાને કહ્યું, 'જરૂર.' આથી છેવટની પસંદગી

હજરત ઉસમાન પર ઊતરી ને ઈ સ ૬૪૪ના નવેમ્બર મદિનામા એ ખલીફ થયા

પણ કાળબળને લીધે ખલીફ વિષેની પવિત્રતાની ભાવના ઘટતી જતી હતી, અને દિનપ્રતિદિન ફેલાતા જતા ને અતિ વિસ્તૃત બની ચૂકેલા સામ્રાજ્યને કારણે ,ખલીફની જવાબદારીઓ વધી પડી હતી ગુનેગારને અચૂક શિક્ષા કરવાની પ્રતિજ્ઞા લઈને ભરમજારે સાજો બનાવતા હજરત ઉમરના કડક શાસન પછી તરત જ આવતા આ બુઢ્ઢા, ભલા, નરમ, ને અદઢનિશ્ચયી તેમ જ બિનતકરી ખલીફને માટે એ હોદ્દો હજાર ગણો વધારે વિકટ બન્યો

હજરતે અલીએ ચૂટણીનુ પરિણામ જાહેર થતા સૌની જેમ વફાદારીના સોગદ લીધા, પણ એમના પક્ષકારોમા અસતોષ રહ્યો જ. હજરત ઉસમાને લગભગ બાર વર્ષ રાજ્ય કર્યું. એમના રાજ્યઅમલ દરમિયાન એશિયા અને આફ્રિકા બને ખડમા ઇસ્લામી સામ્રાજ્યની આગેકૂચ ચાલુ રહી અદ્યાપિ ખુશ્કી લશ્કરોથી જ મુસ્લિમો વિજય મેળવતા હવે એમણે દરિયાઈ લશ્કરો પણ તૈયાર કર્યા ને એ દ્વારા પણ ફતેહના ડકા વગાડયા ઇતિહાસની પરપરા પ્રમાણે હજરત ઉસમાનની કારકિર્દીના પહેલા ૭ વર્ષ એમને જેમ આપે એવા ને એમની લોકપ્રિયતાના નીવડ્યા, પણ પાછલા ૫ વર્ષ ખિલાફતમા ભયકર સડો દાખલ કરનારા ને ઇસ્લામમા ખતરનાક કુસપ ઊભો કરનારા નીવડયા જોકે પાછલા વર્ષોની ખરાબીના બીજ તો પહેલા ૭ વર્ષમા જ વવાઈ ચૂકયા હતા

મદીનાની મશહૂર જુમ્મામસીદ, જે અદ્યાપિ પીલેરી ને કામચલાઉ માત્ર જ હતી ને જે સમરાવવાની વાત આવતા હજરત ઉમરે કહેલુ કે, 'રાજ્યની દોલત સૈનિકો ને ગરીબો માટે છે, ઇંટચૂના માટે નથી,' એ મસીદ હજરત ઉસમાને સમરાવી, ને ઇંટ, ચૂના ને પથ્થરથી પાકી, સુદર ને ભવ્ય બનાવી આ કામમા એમણે પદરના જ વીસથી પચીસ હજાર દિરહમ ખરચ્યાં પણ નસીબની બલિહારી છે કે, એમા જ ઇમામત

કરવા જતાં એમના પર પથ્થર પડયા ને ત્યાં આખરી નમાજ પઢવાની પણ એમને છેવટે રજા ન મળી!

રૂમા નામનો મદીનાનો પ્રખ્યાત ને પવિત્ર કૂવો ભારે મૂલ્યે એમણે એક યહૂદી પાસેથી સાર્વજનિક ઉપયોગ માટે ખરીદી આપ્યો, ને સામાન્ય ગરીબ આરબ જનતાનુ પાણીનું દુઃખ દૂર કર્યું. કૂવા ખોદાવવાના ધર્મ-કાર્યનો એમને શોખ જ હતો. આરિસ નામનો એક બીજો કૂવો ખોદાવતાં ખલીફાની વીંટી, જે મહંમદ સાહેબના વખતનું એક પવિત્ર સંભારણું ને મહોરછાપનું સૂચક સત્તાચિહ્ન હતું, તે એમાં પડી ગઈ; ને ગમે એટલી મહેનત કરવા છતાં પાછી ન મળી તે ન જ મળી. લોકોમાં આથી એવો અપશુકનિયાળ વહેમ ફેલાયો કે હવે આવી બન્યું! આ મશહૂર કૂવા ખોદાવનારને, પોતે જ ખરીદી આપેલા રૂમા નામક કૂવામાંથી પણ, મરણ વખતે પાણી મેળવવાના વાખા પડયા!

પાક કુરાનના અનેક પાઠ પ્રચલિત થયા હતા. એથી ઇસ્લામની એકતાના ટુકડા થતા અટકાવવા હજરત ઉસમાને બધા પાઠ એકત્ર કરાવી એક સત્તાવાર પાઠ તૈયાર કરાવ્યો ને એની અનેક નકલ કરાવી સામ્રાજ્યમાં ફેલાવી અને બાકીના પાઠ બાળી નાખ્યા. 'ખુદાના હરફ'ની આ હોળી બંડખોરોના હાથમાં ઉશ્કેરણીનું એક અજબ સાધન થઈ પડી.

અદ્‌ભુત લશ્કરી ફતેહો અને જંગી સામ્રાજ્યને કારણે બધી દુનિયાની દોલત ધસડાઈ ધસડાઈને આરબ સરદારો અને સુબાઓના તથા કુરેશોના હાથમાં આવતી જતી હતી. જે આરબ ઘરોમાં પહેલાં ઊંટના માંસનું ખાણું ને રોટલા ચવાતા ત્યાં હવે બત્રીસ રસોઈઓ થવા માંડી હતી. ઇસ્લામના કાયદા પ્રમાણે રીતસરની ચાર ઓરતો ઉપરાંત વિવિધ દેશોની સંખ્યાબંધ ગુલામ સુંદરીઓથી જનાનખાનાં છલકાવા માંડ્યાં હતાં. પાદરી ઘરોને સ્થાને ઇરાની કારીગરોની બુદ્ધિએ ઊભી કરી આપેલી ભવ્ય ઇમારતો ને રાજશાહી ઠાઠમાઠથી ઇરાક, મેસોપોટેમિયા ઇત્યાદિ નવા પ્રાંતો લક્ષ્મીની રેલછેલ દાખવતા હતા. મહંમદ સાહેબે ઉપદેશેલી સર્વ મુસ્લિમોની મૂળભૂત ને ભવ્ય સમાનતા ને એકતામાં

કુરેશી ખાનદાનની, અને કુરેશોમાં હવે બધી સત્તાની જગાઓ હાથ કરતા ઉમૈયા ખાનદાનની, સર્વોપરિતાનું વિષ વ્યાપતું જતું હતું.

કામિની-કાંચનની વિષવલ્લરીઓને જુગારની બદીનાં ફૂલ બેસવા માંડ્યાં હતાં. અદ્યાપિ જે બદીઓ હજરત ઉમરની સખતાઈથી દબાઈ રહેલી હતી, તે હવે ખુદ મદીનામાં દેખા દેવા માંડી. ફરિયાદ થતાં હજરત ઉસમાને જુગારની બદી દાબી દેવા સખત પગલાં લીધાં. પણ, અફસોસ! હજરત ઉમરની સખતાઈ જ્યાં સંતોષ, શાંતિ ને વફાદારી પ્રેરતી, ત્યાં ઉસમાનની સખતાઈ હવે અસંતોષ, ક્રોધ ને રાજદ્રોહની લાગણી જ ફેલાવી શકી.

અબુઝર્ર ગિફારી નામનો એક ઘણો પવિત્ર પુરુષ, જે પેગંબર સાહેબનો અંતેવાસી હતો, ને જેણે પેગંબર સાહેબને મળેલા ઘણા પ્રકાશની આગાહી કરેલી કહેવાય છે, એનાથી આ નાણાંની રેલછેલ ને ગરીબતવંગરનો ભેદ સહન નહોતો થતો. આથી દોલતમંદો વિરુદ્ધ એણે કડક ટીકાઓ કરીને મસ્જિદમાં વ્યાખ્યાનો આપ્યાં 'રોજિંદા જીવન માટે જોઈતું રાખીને બાકી બધું ગરીબોમાં વહેંચી નાખો, નહિ તો તમારું આ ચાંદીસોનું એક દિવસ જહન્નમના ભભૂકતા આતશથી તપાવીને લાલચોળ કરવામાં આવશે, અને હે લહેરી લાલાઓ! તમારાં કપાળ પર, તમારાં પડખામાં, તમારા બરડાઓ ઉપર સાંધે એના ગાઢ ડામ દેવામાં આવશે!'' એ એના ઉપદેશનો મર્મ હતો. આમજનો ને ગરીબોનાં ટોળેટોળાં એને ઘેરી વળતાં ને ગરીબ ને તવંગર વચ્ચે સામ્રાજ્યને ન પાલવે એવી બેદિલી ને ઈર્ષ્યા ફેલાતી. આથી ફરિયાદ થતાં, ખલીફે એને ખર્ચી ખાધી આપી રણવગડાના એક ઓતાડા ભાગમાં વસવાટ કરાવી આપ્યો, અને તેને ત્યાં જ રહેવાની ફરજ પાડી. મરણ પર્યંત એ ઓલિયો ત્યાં જ રહ્યો, પણ લોકોની ધાર્મિક લાગણીઓ આ 'સંતજનના દેશવટાથી' દુભાઈ ને બંડખોરોને ઉશ્કેરણી કરવાનું વળી એક ઉત્તમ સાધન મળી ગયું

સામાન્ય આરબ રોગીઓને કચારનુય લાગવા માડયુ હતુ કે, સામ્રાજ્ય તો આપણા બળે મેળવાય છે ને હોદ્દા તો કુરેશી ભોગવે છે આમ ઇર્ષા અને હરીફાઈની, તથા કુળાકુળની ને ઊચનીચની હિલચાલમા ફૂશના ઉમૈયા ખાનદાન ઉપર નની તુમાખીએ ઘી હોમ્યુ

ઇરાક, મેસોપોટેમિયા ને મિસર એ ત્રણે પ્રાતોમા ખડ ફેલાતુ જતુ હતું હજરત ઉસમાન ઉમૈયા ખાનદાનના સગાસાગવા સિવાય કોઈને મિત્ર ગણી કે બનાવી શકયા નહોતા હજરત અબુબકના પુત્ર મહમ્મદ, અને પુત્રની જેમ પાળીપોષીને મોટા કરેલા અબદુલ્લા જેવા એમના પોતાના માણસો પણ નડના કારભાર વિરુદ્ધ પડી મિસરમાં બડખોરોના આગેવાન થઈ પડયા હતા કામાની હજની પેગબર સાહેબે જ ચાલુ કરેલી વિધિમા પોતાની જ સત્તાથી સુધારા કરવાથી અબ્દુર્રહેમાન જેવા પેગબર સાહેબના નિષ્પક્ષ સોબતીઓને પણ ખલીફ વિષે અણગમો ઊપજ્યો હતો છેવટે અદરખાને ઘડેલી યોજના પ્રમાણે બનતી બનેના બડખોરોએ મદીનામા, એની અણુરક્ષાયેલી ઘડીપળ જોઈને, પ્રવેશ કર્યો, નમાજ વખતે તોફાનો કર્યાં, ને ખલીફને પથ્થર મારી બેભાન કર્યા આ બેભાન અવસ્થામા ખલીફને એમના મહેલમા લઈ જવામા આવ્યા અઠવાડિયા સુધી બડખોરોએ એમના મહેલને ઘેરો ઘાલ્યો મહમદ સાહેબના મુખ્ય મુખ્ય અતેવાસીઓ ને યુદ્ધવીરોએ ઘેરાના પહેલા જ દિવસથી પોતાના પુત્રોને ખલીફના રક્ષણ માટે મોકલ્યા, પણ એ સિવાય વધુ એમણે કશુ જ કર્યું નહિ ખલીફ અને એમનુ કુટુબ તરસથી પીડાતુ હતુ ત્યારે પેગબર સાહેબના એક પત્ની એમને પાણી પહોચાડવા ગયા ત્યારે બડખોરો એમને પણ અપમાનિત કરી પાછા હાકી મૂકવાની હદે ગયા!

દરમિયાન પ્રાતોમા આ ઘેરાની ખબર પહોચી ગઈ ને દૂર દૂર વિજય માટે લડના લશ્કરોમાથી ઉમૈયા ખાનદાનના સૂબાઓએ લશ્કરી મદદ રવાના કરી પણ એની અસર હજરતને માથે ભમતા કાળની ઝડપ વધારવાની જ થઈ! બડખોરો ગભરાવા લાગ્યા, એથી મદદ આવી

પહોંચે ત્યાર પહેનાં જ એમાના બે ત્રણ જણે મહેલ ફાડી છૂપી રીતે અંદર ઘૂસી જઈ, કુરાનનો પાઠ કરતા ખલીફનુ બહુ જ કરપીણ રીતે ખૂન કર્યું. ને ઇસ્લામમાં એક એવી ખાનગી અર્થાત્ અંદર અંદરની લડાઈ ઊભી કરી, કે ન પૂછો વાત!

## ૬

## હજરત અલી .

પેગંબર સાહેબ હજરત મહંમદના કાકા અબુ તાલિબના પત્નીએ ઈ. સ ૫૯૯મા કાબાની મસ્જિદમા જ એક બાળકને જન્મ આપ્યો હતો ઇસ્લામના ચોથા ખલીફ હજરત અલી તે એ જ નાનપણથી એ બહાદુરી માટે અને પેગંબર સાહેબ પ્રત્યેની ભક્તિ માટે પ્રખ્યાત હતા હિજરતને દિવસે મક્કામા જ્યારે પેગંબર સાહેબનો જાન લેવાનુ કાવતરું રચાયુ હતુ ત્યારે, ખૂન કરવા આવનારાઓને થાપ આપવા પેગંબર સાહેબની પથારીમા પેગંબર સાહેબનો ઝભ્ભો ઓઢીને એ જાતે સૂઈ ગયા હતા, ને અકસ્માત જ ખૂની ખંજરનો ભોગ થતા એ બચી ગયા હતા

પેગંબર સાહેબના જીવન દરમ્યાન થયેલી લડાઈઓમા એમણે જે અસાધારણ બહાદુરી બતાવી હતી તેને લીધે એ હૈદર અર્થાત સિંહ કહેવાતા ઇસ્લામી આચારવિચારોનુ એ એટલુ ચુસ્ત પાલન કરતા કે ઇસ્લામના એક ઓલિયા તરીકે પણ એમની ભારે ખ્યાતિ છે એમનુ જીવન અત્યંત સાદગીભર્યું હતુ એમ કહેવાય છે કે, એક દિવસ ભૂખના દુ ખને જીતવા ને મન વશ કરવા માટે, ભૂખથી પડેલા પેટના ખાડા પર પથ્થર બાંધીને એ સૂઈ ગયા હતા હિજરત પછી પહેલવહેલા જ્યારે એ મદીનામા રહેવા આવ્યા ત્યારે એ મહેનતમજૂરી કરીને રોટલો રળતા એક વખત મજૂરીની શોધમા રખડતા રખડતા એમને એક બાઈ મળી એ બાઈને પાણી ખેંચનાર જોઈતો હતો એક ડોલ

ખેંચી લાવવા માટે એક પેશી ખજૂર. આપજો એવી શરતે એ સોળ ડોલ ખેંચી આપીને સોળ પેશી ખજૂર કમાયા. ને એ ખજૂર પછી એમણે પેગંબર સાહેબની સાથે બેસીને ખાધું!

ઇસ્લામમાં બે મોટા તડ અથવા પંથ છે: સુન્ની ને શિયા. એમાંના શિયા હજરત અલીને જ પેગંબર સાહેબના સાચા ને પહેલા ખલીફ માને છે. સુન્નીઓથી વિરુદ્ધ તેઓ માને છે કે, એમની અગાઉ થઈ ગયેલા ત્રણે ખલીફોને પેગંબર સાહેબની ગાદી પર બેસવાનો હક જ નહોતો. આ મતભેદનું એક મુખ્ય કારણ એ છે કે, પોતાની પેગંબરીના ત્રીજા કે ચોથા વર્ષમાં જ્યારે મહંમદ સાહેબને ઇસ્લામનો જાહેર પ્રચાર કરવાનો પેગામ મળ્યો, ત્યારે એમણે પોતાનાં સગાંવહાલાં પૈકી ખાસ ખાસ એવાં ચાળીસ જણને એક મિજબાની આપી હતી. એ મિજબાની દરમિયાન એમણે પોતાને મળેલા આદેશની વાત કાઢીને પૂછ્યું, કે, 'આ કામમાં મને કોણ સાથ આપશે? ને મારો બંધુ, ધર્માધિકારી ને પ્રતિનિધિ કોણ થશે?' કોઈએ કાંઈ જવાબ આપ્યો નહિ. એટલે હાજર વ્યક્તિઓમાં સૌથી નાના હોવા છતાં અલી ઊઠ્યા ને બોલ્યા, 'હું થઈશ!' બધા હસ્યા, પણ પેગંબર સાહેબે એનો ખભો થાબડ્યો ને 'શાબાશ' કહીને કહ્યું કે, 'મારો બંધુ, ધર્માધિકારી ને પ્રતિનિધિ તું જ છે.'

બીજી પણ એક વાત છે. હીજરી સાલ નવમીમાં જ્યારે તાબુક પર પેગંબર સાહેબે ચડાઈ કરી, ત્યારે હજરત અલીને પોતાના કુટુંબ મંડળની દેખરેખ રાખવા ઘેર મૂક્યા હતા. આથી કેટલાક દ્વેષી લોકોએ એમને ટોણા માર્યા કે, 'પેગંબર સાહેબ તમારામાં કંઈ દૈવત જુએ ત્યારે તમને સાથે લઈ જાયને? નાહકનો ભાર શું કામ વેઠે?' આથી ચિડાઈને હથિયાર ધારણ કરી એ એમની પાસે ગયા અને બધી વાત કરી, ત્યારે પેગંબર સાહેબે એવાં જૂઠાં મહેણાંથી ડરી ન જતાં સોંપેલું કામ કરવાનું જ કહ્યું ને બોલ્યા કે, 'તું તો મારો હારૂન છે. ફરક એટલો જ કે મૂસા પછી હારૂન પણ પેગંબર થયેલા, પણ હું આખરી પેગંબર હોવાથી તું પેગંબર નહિ બને.'

આ ઉપરાન્ત પેગમ્બર સાહેબના કુળમાં રાજગાદીની દૃષ્ટિએ એમના સીધા વારસ ગણાય એવા પણ એ જ હતા કારણ પેગમ્બર સાહેબને પુત્ર નહોતા, પુત્રીઓ જ હતી હજરત ખદીજાથી થયેલી નાનામા નાની અને પ્રિયતમ પુત્રી મહમદ સાહેબે, ઇસ્લામી આચાર પ્રમાણે આ પિત્રાઈ ભાઈ વેરે પરણાવીને, તેમ જ નાનપણથી પુત્રની જેમ પોતાની સાથે રાખીને આ સમ્બન્ધને વધુ દૃઢ બનાવ્યો હતો

પેગમ્બર સાહેબના પ્રથમ પત્ની હજરત ખદીજાને બાદ કરીએ તો ઇસ્લામનો ઉપદેશ ગ્રહણ કરનાર પ્રથમ આસામી હજરત અલી જ હતા, એટલે પણ એમને વિષે લોકોમા ભારે આદર હતો

આ બધા પરથી ખલીફ તરીકે પોતાની જ પસંદગી થવી જોઈતી હતી તેવુ એ પોતે પણ માનતા હતા ને એ કારણથી જ એમણે હજરત અબુબકની ચૂંટણી પછી વફાદારીના સોગંદ લેતા ૭ મહિના જેટલી વાર કરી હતી

હજરત ઉસ્માનના પક્ષકારો માનતા કે, એમના ખૂનમા નહિ તો એમની સામેના બળવામા તો હજરત અલીનો પૂરો હાથ હતો એ માન્યતાને સાચી ઠરાવવા માટે જોઈતા પુરાવા નથી એ આખા ઝઘડામા એમણે તટસ્થતા જ જાળવી હતી ને તટસ્થ તો મહમદ સાહેબના બધા અંતેવાસીઓ રહ્યા હતા એમ છતા, એ સાચુ છે કે, હજરત ઉસ્માન પછી એમની ખલીફ તરીકેની વરણીમા મદીનાનો કબજો કરી બેઠેલા બંડખોરોનો ભારે હાથ હતો હજરત અલી ખલીફ થનારની સામે આવનારી મુશ્કેલીઓ ને આગેવાનોના મતભેદો જાણતા હતા એટલે પાચ દિવસ સુધી એમણે તો ખલીફ થવાની ના જ પાડી હતી, ને અનેક સમજાવટ પછી એમણે એ જવાબદારી લેવાની હા પાડી ત્યારે પણ, મદીનામાના મહમદ સાહેબના સોબતીઓની સમતિની અને બદ્રની લડાઈમા ભાગ લેનારા મુહવીરોની સમતિની એમણે જરૂર જણાવી હતી બંડખોરોએ એવી સભા બોલાવી હતી ને છેવટે ખલીફ તરીકે એમની ચૂંટણી થઈ હતી ઝુબૈર અને તાલ્હા નામના બે મોટા માણસો, જે

ભારે લાગવગ ધરાવતા હતા, ને જેઓ ખલીફના પદના ઉમેદવાર હોવાનું પણ જણાતું હતું, ને જેમણે પાછળથી હજરત અલીની સામે બંડ પણ કર્યું હતું, તેમને તે પદ સ્વીકારવા કહેવામાં આવ્યું હતું; પણ તેમણે જણાવ્યું હતું કે હજરત અલી જેવા પુરુષ હયાત છે ત્યાં સુધી તે જ લાયક છે. એમ છતાં, એમણે ઉક્ત ચૂંટણીની સભામાં આવવાની આનાકાની કરી હતી, ને બંડખોરોએ એમને તેમાં હાજર રહેવાની ફરજ પાડી હતી.

વફાદારીના સોગંદ લેવાનો વખત આવ્યો ત્યારે ઝુબૈર ને તાલ્હાએ તો તે લીધા. પણ હજરત ઉસ્માનના પક્ષકારો પૈકી કેટલાક આગળ-પડતા માણસોએ જુદા જુદા બહાના હેઠળ તે તાત્કાલિક લેવાની ના પાડી હતી. બંડખોરોએ આથી એમનો શિરચ્છેદ કરવાની ઇચ્છા જણાવી હતી. પણ હજરત અલીએ વિરુદ્ધ મત આપ્યાથી એઓ બચી ગયા હતા. પણ દુશ્મનો તે દુશ્મનો જ હતા; ને દુશ્મનો જ રહેવાના હતા. એમાંનો એક જણ તો હજરત ઉસ્માનનું લોહીથી ખરડાયેલું કુડતું ને એમની બીબીની કપાઈ ગયેલી આંગળીઓના અવશેષો લઈને સીરિયા પહોંચી ગયો હતો. સીરિયાનો ઉમૈયા ખાનદાનનો સૂબો મુઆવિયા ત્યાંનો લગભગ સર્વસત્તાધીશ જેવો હતો. હજરત ઉસ્માનના સામ્રાજ્યમાં સીરિયા એ જ એક એવો પ્રાંત હતો જ્યાં પ્રજા સર્વ રીતે સંતુષ્ટ હતી ને રાજ્ય અપૂર્વ કુનેહથી ચલાવાતું હતું! ઉમૈયા ખાનદાનની લાગવગ પણ ત્યાં પુષ્કળ હતી આથી ખૂનનું વેર લેવાની લાગણી ત્યાં સૌથી પ્રબળ હતી. ઉક્ત કુડતાએ ને આંગળીઓના અવશેષોએ આ બાબતમાં ઘી હોમવાનું કામ કર્યું. એ અવશેષો મસીદ જેવા જાહેર સ્થળ પર લટકાવવામાં આવ્યા; ને રોજબરોજ ત્યાં મુઆવિયાએ ને મદીનાથી ભાગી આવેલા ઉમૈયાઓએ પ્રવચનો કરીને પ્રજાને ઉશ્કેરી મૂકી.

હજરત અલી ખલીફ થયા કે તરત એમની સમક્ષ બે મુશ્કેલ પ્રશ્નો આવી પડ્યા પ્રથમ તો એ કે જે સૂબાઓ સામેના ખોફથી

હજરત ઉસ્માન સામે સામ્રાજ્યમાં બંડ જાગ્યું એમનું શું કરવું, ને બીજો એ કે જે બંડખોરોએ માઝા મૂકીને ખલીફનું ખૂન કર્યું એમનું શું કરવું ? નવા ખલીફની સ્થિતિ સૂડી વચ્ચેની સોપારી જેવી હતી. જો જૂના સૂબાઓને રજા આપે તો એ લોકો બંડ કરે; ને અત્યાચારીઓને દેહાંતદંડ કરે તો જે બંડખોરોએ એમને ખલીફ કર્યા એ વળી વીફરે! હજરત માનતા કે બંડખોરોને બંડ કરવા પૂરતાં કારણો હતાં, ને એમણે કરેલ ખૂન બંડની ગરમીમાં થયેલ ભાનભૂલાપણું હતું. એમને શિક્ષા તો કરવી જ જોઈએ; પણ દેહાંતદંડની નહિ. બીજું એ એમ માનતા કે એમને જે કાંઈ શિક્ષા કરવી ઘટે તે કરવાનો સમય હજી નથી પાક્યો; ને સૌથી પહેલું કામ તો પોતાની સત્તા કાયમ કરવાનું તે સામ્રાજ્યમાં શાંતિ સ્થાપવાનું જ છે!

પરિણામે, એમણે લાંબી વાટાઘાટ પછી જૂના સુબાઓને પાછા બોલાવી લેવાનો ને નવા નીમવાનો ઠરાવ કર્યો. બીજા પ્રાંતોમાં સૂબાઓ સામે પ્રજામાં અસંતોષ હતો, પણ સીરિયામાં એનાથી ઊલટી સ્થિતિ હતી. ને ત્યાંનો સૂબો મુઆવિયા જબરો માણસ હતો. નવા ખલીફ પ્રત્યેનું એનું વલણ બળવાખોર હતું. ઘણા ડાહ્યા સલાહકારોનું કહેવું હતું કે એને હમણાં છંછેડવા જેવો નથી. પણ જે સૌથી મુશ્કેલ કામ હતું તેને જ પહેલું પતાવી લેવાનું હજરત અલીએ ઠરાવ્યું. એમણે મદીનામાં લશ્કર એકઠું કરવા માંડ્યું, ને મુઆવિયાએ સીરિયામાં તેમ કરવા માંડ્યું. પણ આ જંગ શરૂ થાય ત્યાર પહેલા જ સમાચાર આવ્યા કે પેગંબર સાહેબનાં પરમપ્રિય બીબી સાહેબા આયશાએ બંડ પોકાર્યું છે, અને ઝુબેર અને તાલ્હા એ બંડમાં સામેલ થયા છે! હજરત આયશાની સરદારી નીચેના લશ્કરે બસરા લીધું ને ખલીફે નીમેલા નવા સૂબાને હાંકી કાઢ્યો! હજરત આયશાને એક ખાનગી બનાવના કારણે હજરત અલી માટે પહેલેથી જ અણગમો હતો. ને ઝુબેર ને તાલ્હાને ખલીફ થવું હતું. હજરત ઉસ્માનના ખૂનના સમાચાર સાંભળતાં જ હજરત આયશા છેડાઈ પડ્યાં હતાં, ને ઝુબેર વગેરેની મદદથી હજરત ઉસ્માનના ખૂન માટે જે જે જવાબદાર છે

એમને સજા કરવાનો ઉદ્દેશ જાહેર કરી તેમણે કૂચ કરી હતી ! અત્યાર-પૂર્વેના ખલીફાના રિવાજથી વિરુદ્ધ હજરત અલી જાતે જ એક નાનકડું લશ્કર લઈને માર્ગ રોકવા ઊપડ્યા. પણ અમુક જગાએ પહોંચતાં ખબર મળી કે હજરત આયેશાનું લશ્કર તો ક્યારનુંય પેસાર થઈ ગયું ! આથી વધુ લશ્કર જમા કરવા એ થોડુંક થોભી ગયા. ને બસરાની ઉપર્યુક્ત ખબર આવતાં ૨૦,૦૦૦નું લશ્કર લઈને બસરા પહોંચ્યા. પછી જે લડાઈ થઈ એમાં તાલ્હા ને ઝુબેરનો કરુણ અંત આવ્યો. બહાદુરીથી લડતાં છતાં આયેશાનું ઊંટ પડતાં તે પણ ઘેરાઈ ગયાં અને પછી સરખી ખુવારી થઈ. લગભગ દસ હજાર માણસ માર્યાં ગયાં. પણ વિજય હજરત અલીનો થયો.

વિજયને હજરત અલીએ બહુ સારી રીતે ઉજવ્યો. હજરત આયેશા પ્રત્યે બહુ ખાનદાનીભર્યું વર્તન ચલાવીને સારા સાથમાં એમને મક્કા મોકલવામાં આવ્યાં, ને એમના હારેલા લશ્કરની પૂઠ નહિ પકડવાના હુકમો આપ્યા. પણ આ યુદ્ધમાં હજરત ઉસ્માન સામે બંડ કરનારા ને એમના રક્તથી ખરડાયેલા ગુનેગાર સૈનિકોએ જીવ પર આવીને યુદ્ધ કર્યું ને એમ વિજયમાં ભાગ પડાવ્યો, એથી હજરત અલી વિશે ઉસ્માનના પક્ષકારોને વધુ ઉશ્કેરણીનું સ્પષ્ટ સાધન મળ્યું.

આ વિજયની દાખલગીરી કરીને મુઆવિયા જોડે, ઉપર હાથ રહે એવું, કોઈ સમાધાન કરવા હજરત અલીએ પ્રયત્ન કર્યો, પણ એમાં એમને સંપૂર્ણ નિષ્ફળતા મળી. મુઆવિયાએ આ ગાળામાં પોતાનો પક્ષ વધારે મજબૂત કરી લીધો હતો. મિસરનો વિજેતા અમરૂલઆસ, જે એ જમાનાનો ઇસ્લામનો ચાણક્ય હતો, તેને પણ એણે મેળવી લીધો હતો. એક જબરી ફોજ સાથે એ નવા ખલીફને ઉથલાવવા ખડે પગે થઈ રહ્યો હતો. હજરત અલીએ દરમ્યાન પોતાનો પક્ષ મજબૂત કરવાને ધારે ગજઆદી મદીનાથી, હજરત ઉસ્માનના વિરોધીઓના કેન્દ્રસ્થાન કૂફામાં આણી હતી. હજરત અલી હારે તો સીરિયાવાળા અને બીજા હજરત ઉસ્માનના પક્ષકારો તરફથી ભારે ભય

રાખવાનું એમને કારણ હતું. પણ નવી ચૂંટણીથી પોતાની સત્તા કાંઈ ખાસ વધી નથી, બધે જ કુરેશો રાજ્ય કરે છે, આરબ આમપ્રજા તો એમની સેવા જ કરી શકે છે, ઇસ્લામી સમાજવાદ તો દૂર જ રહે છે, એ બધું પણ એમને સાલતું જ હતુ.

પણ છેવટે મુઆવિયાના લશ્કર સાથે મુકાબલો થયો. એમાં હજરત અલીનું લશ્કર જ્યારે વિજયની અણી પર આવી ગયુ, ત્યારે અમરૂલઆસે એક યુક્તિ કરી એણે મુઆવિયાના લશ્કરની બધી આગલી હરોલોના ભાલા પર અક્કેક કુરાનની નકલ ટંગાવી દેવડાવી! એનો અર્થ એવો થયો કે આપણી વચ્ચેના ઝઘડાનો ન્યાય કુરાન પ્રમાણે કરવો. હજરત અલીએ આ જાળમાં ન ફસાવા ઘણી દલીલો કરી, પણ એમના ધર્માંધ પક્ષકારો એમની જ સામે બળવો કરવા ઊઠ્યા. છેવટે નાછૂટકે ન્યાય કરવાનુ કામ બને પક્ષના એક એક માણસના હાથમા મૂકવામા આવ્યું. બને લશ્કરો આમ ઝઘડો લવાદોના હાથમા મૂકી વીખરાઈ ગયાં.

લવાદના કામમાં ચાણક્ય અમરૂલે હજરત અલી તરફના લવાદને થાપ આપી ખાનગીમાં બનેએ ઠરાવ્યુ કે હજરત અલી તથા મુઆવિયા બને ખલીફ થવાને નાલાયક છે માટે બંનેને પદભ્રષ્ટ કરવા ને પછી લોકોએ નવી ચૂંટણી કરવી. પણ આની જાહેરાત કરવાનું માન અલી-પક્ષે નિમાયેલા લવાદ અબુ મૂસાને આપ્યુ ને જેવો એણે એ ઠરાવ જાહેર કર્યો કે તરત અમરૂલઆસે ઊભા થઈને જણાવ્યુ કે, "અબુ મૂસાનો નિર્ણય તમે સાભળ્યો છે એઓ જ કહે છે કે 'મારા આગેવાન હજરત અલીને બરતરફ કરવા' ને હું એમા એમની જોડે સહમત છુ. પણ મારા આગેવાન મુઆવિયાને હું ખલીફપદ માટે યોગ્ય જાહેર કરું છુ "

આથી ઝઘડો તો રહ્યો પણ જનતામાં બુદ્ધિભેદ થયો પોતાને વિધિપૂર્વક ખલીફ જાહેર કરવાનુ મુઆવિયાને બહાનુ મળ્યુ આ બનાવ પછી હજરત અલી ને મુઆવિયા બંનેએ રાજ્યની સામુદાયિક નમાજોમા એક બીજા પર અલ્લાના શાપ ઉતારવાની ને પોતાના શાપ વરસાવવાની, ને

એમ પ્રજાને ઉશ્કેરવાની શરૂઆત કરી. સીરિયામાં મુઆવિયાની પ્રજા એક વિચારની ને વફાદાર હતી, તે એક વિચારની ને વફાદાર જ રહી. પણ હજરત અલીની પ્રજામાં ખવારિજો નામક જે ધર્માંધ પક્ષ હતો તેણે ખુલ્લંખુલ્લા એમ કહેવા માંડ્યું કે, 'અમારે કોઈ ખલીફ જ ન જોઈએ; અલ્લાનું જ રાજ્ય જોઈએ.' આ લોકોનું ઝનૂન એટલી હદે પહોંચ્યું કે અલકૂફાથી દૂર એક સહેરાસ્થાન પર એક સંગઠિત લશ્કરના રૂપમાં એઓ એકઠા થયા ને મદીના પર ચઢાઈ લઈ ગયા. એમનો વિચાર ત્યાં એક પ્રતિનિધિસભા સ્થાપીને સમાજવાદી સિદ્ધાંતો પ્રમાણે એક નવું ધર્મરાજ્ય સ્થાપવાનો હતો. પણ મદીનાનો સૂબો વખતસર ચેતી જવાથી એમનું કાંઈ ચાલ્યું નહિ. પણ તેઓ આગેકૂચ કરતાં કરતાં નહરવાં નામક સ્થળે પહોંચ્યા. રસ્તે એમણે બહુ અત્યાચારો પણ કર્યા. એમણે જબરદસ્તીથી પોતાના સિદ્ધાંતો લોકો પાસે સ્વીકારાવવાનું બીડું ઝડપ્યું હોવાથી, જેમણે એમની વાત ન માની એમના જાન જ લીધે રાખ્યા! એક સગર્ભા બાઈનું તો એ ગુના માટે તલવારથી પેટ ચીર્યું!

હજરત અલીએ દરમિયાન લગભગ ૬૫,૦૦૦ માણસોનું લશ્કર મુઆવિયા સાથે લડવા માટે મહામુશ્કેલીથી તૈયાર કર્યું હતું. રસ્તે જ્યારે એમને ખવારિજોના અત્યાચારોના હાહાકારભર્યા ખબર મળ્યા ત્યારે લશ્કરની માગણીથી એમણે આ ઘરના દુશ્મનોનો નિકાલ કરવાનો નિશ્ચય કર્યો. ખવારિજો ભારે ધાર્મિક ઝનૂનથી લડ્યા. પણ સમજાવટના ભારે પ્રયત્ન પછી જે આઠસો ધર્માંધો મક્કમ રહ્યા હતા તે એકેએક તુમુલ યુદ્ધ કરતા કરતા કામ આવ્યા!

ત્યાર પછી હજરત અલીના લશ્કરને સીરિયા પર ચઢાઈ લઈ જતાં પહેલાં સાસ ખાવાની ને નવી શસ્ત્રસજાવટ કરી લેવાની જરૂર જણાઈ. ને એમ કરવા જતાં મહામહેનતે એકત્ર કરેલી બધી ફોજ એકેએક વીખરાઈ ગઈ તે ફરી એકઠી જ ન થઈ! દરમિયાન મુઆવિયા પક્ષે અમરૂબ્નઆસે આંતરિક અશાંતિનો લાભ લઈ મિસર ફરી એક વાર ફતેહ કરી લીધું, ને હજરત અલીએ નીમેલા સૂબાને — હજરત ઉસ્માન

સામેના બળવાના એક આગેવાન મહંમદ બિન અબુબકરને—મારી નાખી ગધેડાના ચામડામાં સીવીને બાળી મૂક્યો. એની મદદે મોકલેના અલમશ્તર નામના બીજા એક 'બગાવાખોર'ને મુઆવિયાએ મિસરની સરહદ સુધી પહોંચતા જ વિષપ્રયોગથી મરાવી નખાવ્યો ને હજરત અલી બીજી લશ્કરી મદદ મોકલે ત્યાર પહેલાં જ મિસરનો મામલો મુઆવિયાના લાભમાં પતી ગયો. ત્યારપછી બંને 'ખલીફા' એકમીજાના દેશો પર અવારનવાર ધાડો લઈ જવાની અને પ્રજાની હેરાનગતિ કરવાની હરીફાઈમાં જ પડયા! પરિણામે પ્રજા તંગ આવી ગઈ ને અંધાધૂંધીનો પાર રહ્યો નહિ. છેવટે બને 'ખલીફા'એ એક ઉપરચોટિયા સમાધાનથી પ્રજાને કાંઈ રાહત આપી, પણ અંદરખાને વૈરની હોળી ને તેને શમાવવાની ગુપ્ત પેરવીઓ ચાલુ જ રહી!

પણ આ કહેવાના સમાધાનની એક બીજી અસર થઈ અને તે નવું સમાજવાદી ધર્મરાજ્ય સ્થાપવાના સ્વપ્નો સેવતા ખવારિજો પર. એઓ અધીરા થઈ ગયા, ને વિચારવા લાગ્યા કે જ્યાં સુધી અમરૂલઆસ, મુઆવિયા ને અલીની ત્રિપુટી હયાત છે ત્યાં સુધી દેશમાં ધર્મરાજ્ય સ્થાપવાની કોઈ વાતનો વિજયવારો આવવાનો નથી. આથી ત્રણ ખવારિજોએ એ ત્રણના માથા વહેંચી લીધા! એક જ દિવસે ને એક જ સમયે જુદે જુદે સ્થળે વસતા આ ત્રણેને પૂરા કરવાની પ્રતિજ્ઞાઓ લેવાઈ! પણ બન્યુ એમ કે અમરૂલ છટકી ગયો, મુઆવિયા ઘાયલ થયો પણ જીવી ગયો, ને ઇમામત કરવા જતા મસીદમા જ હજરત ઉમરની જેમ ઈ સ ૬૬૧ યાને હિજરી સન ૪૦મા હજરત અલી — અરબી ભાષાના પહેલા વૈયાકરણી, પેગંબર સાહેબના એકના એક કાયદેસરના વારસ, અને પુરુષોમા સિંહ જેવા ધર્મવીર પણ હતભાગી ખલીફ઼ શેર પાર્ષેના ખૂની ખંજરના ભોગ થઈ પડયા!

## પરિશિષ્ટ

# ઈસ્લામ

### મૂળમંત્ર – શાંતિ

ઇસ્લામ એટલે કુરાને શરીફમાં શીખવેલો ધર્મ. તેરસો કરતાં વધારે વર્ષો પર મહમ્મદ પેગંબરે તે શીખવ્યો. ઇસ્લામ નામ આ ધર્મને પેગંબરે પોતે કુરાનમાં જ આપેલું છે. એનો અર્થ 'શાંતિ કરવી' એવો થાય છે. આથી કુરાન પ્રમાણે 'મુસ્લિમ' એટલે ખુદા અને આદમી સાથે જેણે શાંતિ સાધી છે તે. ખુદા સાથે શાંતિ સાધવી એટલે એના બંદા થઈને રહેવું, અને આદમી સાથે શાંતિ સાધવી એટલે મનુષ્યમાત્રનું ભલું – કલ્યાણ કરવું. કુરાનમાં (૨ ૧૧૨) કહ્યું છે કે, 'જે અલ્લાનો બંદો થઈને રહે છે, અને બીજાઓનું ભલું કરે છે, તેને ખુદા તેનો બદલો આપે છે, ડર અને દુઃખથી તે પર થઈ જાય છે.' શાંતિ એ ઇસ્લામનો મૂળમંત્ર છે. એકબીજાને મળે ત્યારે મુસ્લિમો 'શાંતિ' શબ્દનો જ ઉદ્ગાર કરે છે: अस्सलाम अलकुम! ('તમને શાંતિ મળો') અને સામો માણસ પણ જવાબમાં કહે છે, वलैकुम – उस् – सलाम! ('તમને પણ શાંતિ મળો') ઇસ્લામના બહેશ્ત (સ્વર્ગમાં) પણ એ જ રિવાજ રાખવામાં આવ્યો છે, કેમ કે ત્યાં તો 'શાંતિ' સિવાય કોઈ બીજો શબ્દ જ કાને પડતો નથી. ખુદાને કુરાનમાં એક જગાએ (૨૯ ૫૩) 'શાંતિકર્તા' એવું ઉપનામ આપેલું છે. ઇસ્લામનું ધ્યેય મનુષ્યને 'શાંતિધામ'માં પહોંચાડવાનું છે. 'અલ્લાનું આમંત્રણ (સૌને) શાંતિધામમાં પહોંચવા માટે છે.' (૧૦ ૨૫) આમ શાંતિ એ ઇસ્લામનો મૂળમંત્ર છે

## બે ખાસિયત

મોનવી મહમદઅલી ઇસ્લામની બે ખાસિયતોનો ખાસ ઉલ્લેખ કરે છે

પોતાની જેમ પોતાની પૂર્વેના સર્વ ધર્મોને ઇસ્લામ પેગમ્બરો દ્વારા પ્રકાશિત થયેલા અર્થાત્ ઈશ્વરપ્રેરિત માને છે જો કે ઇસ્લામનો દાવો છેલ્લામા છેલ્લો અને પૂર્ણધર્મ હોવાનો છે આગળના સર્વધર્મોના મૂળ તત્ત્વો પરિશુદ્ધ કરીને ઇસ્લામે અપનાવી લીધા છે અને નવા ઉમેર્યા છે સમયના પ્રવાહને લીધે પૂર્વેના ધર્મોમાં પેસી ગયેલી ભૂલો કાઢવાનો, સત્યાસત્યનો વિવેક કરવાનો, જૂના સમાજોની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે અથવા પ્રાથમિક દશાને લીધે નહી ઉપદેશાયેલા સત્યો ઉપદેશવાનો, અને સર્વ ધર્મોમા સમાયેલા સત્યોને એક જ આધાર ભૂત કિતાબમા એકત્રિત કરવાનો ઇસ્લામનો આશય છે આ એની પહેલી ખાસિયત

બીજી ખાસિયત એ કે, ઇસ્લામ ઐતિહાસિક ધર્મ છે, અને અને એનો સ્થાપક પૂર્ણપણે ઐતિહાસિક પુરુષ છે

## મૂળતત્ત્વો

ઇસ્લામના મૂળતત્ત્વો કુરાનના પહેલા અધ્યાય (સુરતુલબકરહ)ની શરૂઆતની આયાતોમા જ આવી જાય છે —'પાપમાથી બચવા ઇચ્છનારાઓ માટે, અદૃષ્ટમા માનનારાઓ માટે, પ્રાર્થનાનુ પરિસેવન કરનારાઓ માટે, અને અમે (ખુદાએ) જે આપ્યુ છે તેનો મંગલમય — કલ્યાણકારી ઉપયોગ કરનારાઓ માટે આ કિતાબ વિશ્વાસુ ભોમિયા રૂપ છે આ લોક પછીના લોક વિષે એઓ નિઃશંક રહે ' આમા ઇસ્લામના પાચ મૂળતત્ત્વોનો સમાવેશ થયેલો જણાશે ત્રણ શ્રદ્ધાતત્ત્વો, અને બે આચારતત્ત્વો શ્રદ્ધાતત્ત્વો આ પ્રમાણે (૧) અદૃષ્ટ કહેતા ઈશ્વર વિષે (૨) કુરાન વિષે (૩) અને પરલોક વિષે શ્રદ્ધા આચારતત્ત્વો આ પ્રમાણે (૧) ઈશ્વરપ્રાર્થના યા નમાજ, અને (૨) પ્રાર્થનામય – સેવામય – કલ્યાણમય જીવન આ પાચે તત્ત્વો

સર્વ ધર્મમાં સમાન છે અને સર્વધર્મોના પાયારૂપ છે, એ નોંધવા જેવું છે.

### ઇસ્લામનો ઈશ્વર

ઇસ્લામનો ઇશ્વર નાનાં નાનાં માનવકુળોનાં, જ્ઞાતિજાતિનાં કે રાષ્ટ્રનાં તમામ દેવદેવીઓથી પર છે. ખુદા તો 'આ લોક અને પરલોક સર્વ લોકનો ઈશ' છે, અને તે એક જ છે. અનેકેશ્વરવાદ કે અવતારવાદ ઇસ્લામને માન્ય નથી. ખુદાને અર્રહમાન અને અર્રહીમ અર્થાત્ મંગલમય અને દયામય કહ્યો છે. કુરાનમાં ખુદાએ કહ્યું છે કે, 'મારી દયા બ્રહ્માંડ પર — સકળ સૃષ્ટિ પર વિસ્તરેલી છે.' એ સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે.

જે પૂર્ણ પુરુષ જગતને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે તે ઇશ્વરનો અવતાર અર્થાત્ મનુષ્યરૂપે ઈશ્વર નથી, પણ મનુષ્ય જ છે. ફરક માત્ર એ છે કે, ઈશ્વરપ્રેમમાં મગ્ન રહેવાથી એનામાં દૈવી ગુણો દેખાયા છે. જે એવો ઈશ્વરાનુરાગ કેળવે તેનામાં એવા ગુણો દેખાય.

### મરણ પછી

"દરેક માણસનાં કર્મો એની ડોકમાં વળગેલાં રહેશે, અને કયામતને દિવસે અમે એની આગળ એનાં કર્મોનો ચોપડો ખુલ્લો મૂકીશું." (૧૭.૧૩) "આ લોકમાં જે (આધ્યાત્મિક રીતે) આંધળા હશે, (તેઓ) પછી (પરલોકમાં પણ) આંધળા રહેશે. (૧૭ : ૧૨) "શાંતિ પામેલા હે આત્મા! તારા માલિક પાસે પાછો જા — એનાથી સુપ્રસન્ન થઈને અને સુપ્રસન્ન કરતો." (૮૯:૨૭ – ૩૦)

મરણ પછીનુ જીવન એ માત્ર આ લોકમાંના જીવનનુ સાતત્ય ચાલુ રાખે છે. જે આ લોકમાં સ્પષ્ટ નહોતુ દેખાતુ તે પછી સ્પષ્ટ દેખાય છે; ગુણદોષ અને પાપપુણ્યની વિવિધ વૃત્તિઓ પૂર્ણ પ્રકાશમાં આવે છે. એટલે મરણ પછીની સ્થિતિ ફક્ત આ જીવનમાંની આધ્યાત્મિક સ્થિતિની પ્રતિકૃતિ જ છે. નરકની શિક્ષા કાયમી નથી, આત્મશુદ્ધિ

અર્થે છે. મરણ પછીના જીવનમાં અનંત વિકાસને અવકાશ છે. સ્વર્ગ આ લોકમાં કરેલાં પુણ્યોનું ફળ ભોગવવા પૂરતું જ નથી—અર્થાત્ એ ભોગભૂમિ નથી, પણ મનુષ્યની ઉચ્ચતર શક્તિઓના વિકાસનું મંડાણ કરવાની ભૂમિ છે. સ્વર્ગસદનમાં વસનારાંઓએ આળસુ જીવન ગુજારવાનું નથી; પણ ઉચ્ચતર કક્ષાઓને પહોંચવા માટે સતત તપશ્ચર્યા કરવાની છે. આથી જ સ્વર્ગમાં જે પ્રાર્થના કરવાનું શીખવાયું છે તે આ છે: "ઓ અમારા માલેક, અમારો પ્રકાશ અમારે માટે પરિપૂર્ણ કર." (૬૬ : ૮)

## દેવદૂતોની માન્યતા

અદૃષ્ટ ઈશ્વરની જેમ ઇસ્લામ દેવદૂતમાં પણ માને છે. મનુષ્ય પોતાની સદ્‌વૃત્તિઓને અનુસરે એવું આકર્ષણ કરનાર તે દેવદૂત; અને દુષ્ટ વૃત્તિઓને અનુસરે એવું આકર્ષણ કરનાર તે સેતાન. કુરાનમાં દેવદૂતોને માનવાનો વારંવાર બોધ આપવામાં આવ્યો છે, ત્યારે સેતાનને ન માનવાનો હુકમ અપાયો છે. ઉદા૦ "એથી કરીને જે સેતાન અને એના દૂતોને (તાઘૂનને) નહિ માનતાં અલ્લાહને માને છે, તેણે ખરેખર સૌથી મજબૂત હાથ હાથ કર્યો છે.' (૨:૨૫૬) આના પરથી એ પણ જણાશે કે અમુકમાં માનવાનો અર્થ કેવળ એના અસ્તિત્વને સ્વીકારવાનો નથી, પરંતુ એને અનુસરવાનો—માન્યતા પ્રમાણે આચરણ કરવાનો છે.

## આચારના સિદ્ધાંતો

આચારના સિદ્ધાંતો શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે મૂળે બે છે: પ્રાર્થના અને કલ્યાણકાર્ય. ખુદાએ જે આપ્યું હોય તેનો કલ્યાણમય — મંગલમય ઉપયોગ કરવાના વિષયમાં 'ઝકાત' અર્થાત્ દાન માટે ધર્માદા રકમ કાઢવાનો સ્પષ્ટ આદેશ છે. આ બે આજ્ઞાઓમાં બીજી બે — રમજાનના રોજા અને હજ એ ઉમેરીએ, એટલે ઇસ્લામી આચારના ચાર સ્તંભ પૂરા થયા.

## (૧) નમાઝ

પ્રથમ પ્રાર્થના અર્થાત્ નમાઝ લઈએ મરદ યા ઓરત દરેક પુખ્ત ઉમરના મુસ્લિમ માટે નમાઝ ફરજિયાત છે એ પાચ વાર પઢવાની હોય છે

૧ સલાતુલફજ્ર અર્થાત્ સવારની નમાઝ પો ફાટ્યા પછી અને સૂર્યોદય થતા પહેલા પઢવાની હોય છે

૨ સલાતુલઝુહ્ર અર્થાત્ બપોરની નમાઝ માથેથી ભાણુ ઊતરવા માંડે ત્યારે શરૂ કરવાની હોય છે નમના પહોરની નમાઝ સુધી એનો સમય વિસ્તરે છે

૩ સલાતુલઅસ્ર અર્થાત્ નમના પહોરની નમાઝ સૂરજ એના નમન માર્ગની લગભગ મધ્યમા પહોચે ત્યારે પઢવાની હોય છે ભાણુ યથાર્થ ડૂબે ત્યાસુધી એનો સમય પહોચે છે

૪ સલાતુલમગ્રિબ અર્થાત્ સૂર્યાસ્ત સમયની નમાઝ ભાણ ડૂબ્યા પછી તરત જ પઢવાની હોય છે

૫ સલાતુલઇશા અર્થાત્ પહેલી રાતની નમાઝનો સમય પશ્ચિમમા રતાશ અદૃશ્ય થાય ત્યારથી શરૂ થઈ મધરાત સુધી પહોચે છે પણ સૂત પહેલા એ પઢી લઈ જોઈએ

માણસ માંદો હોય મુસાફરી કરતો હોય, અથવા વરસાદને લીધે મસીદમા જઈને સમૂહ પ્રાર્થનામા ભળાય એમ ન હોય, તો બીજી અને ત્રીજી, તથા ચોથી અને પાચમી નમાઝ એક બીજામા ભેળવી દઈ શકાશે એમ થાય ત્યારે રકાતનો (નમ કનો ન ને પઢી લેવાનો) ભાગ છોડી દઈ શકાય

આ પાચ ફરજિયાત નમાઝો ઉપરાત બે મરજિયાત નમાઝ છે

(૧) સલાતુલ્લૈલ અર્થાત્ મોડી રાતની નમાઝ એને તહજ્જુદ પણ કહે છે એનો સમય મધરાત પછી શરૂ થાય છે, અને પો ફાટવા સુધી પહોચે છે કુરાનમા આ નમાઝની ખાસ ભલામણ કરવામા આવી છે (૨) સલાતુદ્દુહા એ બીજી મરજિયાત નમાઝ છે એ

લગભગ નાસ્તાને સમયે પઢવાની હોય છે બે ઇદની નમાઝો આ સમયે જ પઢાય છે

નમાઝની તયારી — દરે નમાઝ પહેના સામાન્ય રીતે ઉઘાડા રહેતા શરીરના ભાગો ધોવા જરૂરી છે એને વુજુ અથવા વજુ કહે છે એ આ પ્રમાણે —

(૧) મ ા સુધી હાથ ધોઈ ને સ્વચ્છ કરવા

(૨) દાત સાફ કરવા અને મો અ દરથી ધોઈને સાફ કરવુ

(૩) નાક સાફ કરવુ પાણી વડે નસકોરા અ દરથી સાફ કરવા

(૪) આખુ મો બહારથી ધોઈને સાફ કરવુ

(૫) પછી જમણો હાથ અને ત્યાર પછી ડાબો હાથ કોણી સુધી ધોવો

(૬) ત્યાર બાદ ટચની આગળી અને અ ગૂઠા સિવાયની ત્રણે આગળીઓને એક્ી રીતે બ ને બીના હાથથી માથુ લૂછી નાખવુ

દીર્ઘશ કા કે લઘુશ કા પછી ફરી વજુ કરવુ જોઈએ સ ભોગ કર્યો હોય તો પૂર્ણ સ્નાન કરવુ જોઈએ, અથવા તો આખા શરીરને ધોઈ લેવુ જોઈએ

નમાઝ પઢનાર બીમાર હોય, અથવા પાણી ન મળી શકે એમ હોય, તો શુદ્ધ માટીને બ ને હાથ અડકાડી એના વડ ફક્ત એક વાર મો અને હાથનો પાછલો ભાગ લૂછી નખાય એ પૂરતુ છે આ આપદ ધર્મની ક્રિયાને તયમ્મુમ કહે છે

નમાઝની ક્રિયા — નમાઝની ક્રિયાના સામાન્ય રીતે બે ભા । છે ફર્ઝ અને સુન્નત ફર્ઝ સમૂહ સાથે પઢવાનો ભાગ છે એ મસ્જિદમા ઇમામના પ્રમુખપણા નીચે પઢાય તો વધારે સારુ બીજો ભાગ સુન્નત એ જાતે એકલાએ પઢવાનો ભાગ છે પોતાના ઘરમા જ એ પઢી લેવાય એ સૌથી વધારે પસ દ કરવા યોગ્ય છે પરતુ સઘ પ્રાર્થનામા ન ભળી શકાય એમ હોય ત્યારે સુન્નતની જેમ ફર્ઝ પણ એકાતમા પઢી શકાય

સવારની નમાઝમાં બે રકાત (સુન્નતની) જાતે એકલાએ પઢવાની હોય છે, અને બે રકાત (ફર્ઝની) સમૂહમાં પઢવાની હોય છે.

બપોરની નમાઝ લાંબી છે. એમાં પ્રથમ ચાર અથવા બે રકાત (સુન્નત) એકાંતમાં પઢવાની હોય છે અને ત્યારબાદ બે રકાત (ફર્ઝની) સમૂહમાં પઢવાની હોય છે. અને વળી પાછી બે રકાતો (સુન્નતની) એકલા પઢવાની હોય છે.

બપોરે કરાયેલી જુમ્માની નમાઝમાં સમૂહમાં પઢાતી ચાર રકાતો (ફર્ઝ) ઘટાડીને બે કરવામાં આવે છે. પણ આ રકાતો પૂર્વે 'ખુતબા' થાય છે, જેમાં મુસ્લિમોને ભલાઈ કરવાના અને નૈતિક ઉન્નતિના પુણ્યપંથે પગલાની પ્રેરણા કરવામાં આવે છે. રાષ્ટ્રીય અને કોમી ઉન્નતિ વિષે પણ ઉપદેશ આપવામાં આવે છે.

નમતા પહોરની નમાઝમાં ચાર રકાતો (ફર્ઝ) સમૂહમાં પઢવાની હોય છે.

સૂર્યાસ્ત-સમયની નમાઝમાં ત્રણ રકાતો (ફર્ઝ) સમૂહમાં પઢયા પછી બે રકાતો (સુન્નત) એકાંતમાં પઢવાની હોય છે.

પહેલી રાતની નમાઝમાં ચાર રકાતો (ફર્ઝ) સમૂહમાં, પછી બે રકાતો (સુન્નત) એકલા, અને વળી પાછી ત્રણ રકાતો (વિત્ર) એકલા એમ કુલ નવ રકાતો પઢવાની હોય છે અમાંની છેલ્લી રકાતમાં કુનૂત નામની સુપ્રસિદ્ધ પ્રાર્થના આવે છે

મોડી રાતની મરજિયાત નમાજ (તહજ્જુદ) બબ્બેના જોડકામાં પઢાતી આઠ રકાતોની બનેલી હોય છે. જુહા અર્થાત્ બપોર પહેલાં પઢવાની મરજિયાત નમાઝ બે અથવા ચાર રકાતોની બનેલી હોય છે

ઈદની નમાઝમા બે રકાત (સુન્નત) પઢયા પછી ખુતબા થાય છે. આ ખુતબાનો હેતુ જુમ્માની નમાઝ જેવો જ હોય છે.

મુસાફરી વખતે સવાર સિવાયની બીજી બધી નમાઝોમાં સુન્નત છોડી દેવાય છે અને જુહ્ર, અસ્ર અને ઈશા નામની (બીજી, ત્રીજી, પાંચમી) નમાઝોમાં પઢાતી ચાર ચાર રકાતો બબ્બે કરી દેવાય છે.

પરંતુ માણસને જ્યારે ખબર હોય કે અમુક સ્થળે ચાર અથવા વધારે દિવસો મુકામ રહાનો છે, ત્યારે ત્યાં પૂરી નમાઝ પઢવી જોઈએ

બે અથવા બેથી વધારે મુસ્લિમો સાથે હોય, ત્યારે તેઓ પોતાનામાંના એકને ઇમામ બનાવીને સામુદાયિક પ્રાર્થના કરી શકે છે એકલો માણસ સુન્નતની જેમ ફર્ઝ પણ એકલો પઢી શકે

સામુદાયિક મુસ્લિમ પ્રાર્થનાની બે મુખ્ય વિશિષ્ટતાઓ છે (૧) કોઈ પણ માણસ તેમાં ઇમામ થઈ શકે છે શરત માત્ર એટલી જ કે એને બીજાઓ કરતા કુરાન વધારે સારી રીતે આવડવું હોવું જોઈએ અને એ વધારે સદ્‌ગુણી હોઈ, પ્રભુ અને પ્રભુના પ્રાણીઓ પ્રત્યેની ફરજો અદા કરવામાં ચઢિયાતો હોવો જોઈએ (૨) નમાઝ પઢનારા સમૂહમાં ન્યાતજાત, પદ કે ધનનો કાંઈ પણ ભેદ રખાતો નથી રાજા પણ પોતાના છેક નીચેની કોટીના પ્રજાજન સાથે ખભે ખભો અડાડીને નમાઝ પઢે છે

દરેક સામુદાયિક નમાઝની પૂર્વે અઝાન અર્થાત્ નમાઝની હાકલ ખુલ્લા મોટા અવાજથી કરાવી જોઈએ નમાઝ શરૂ થતા પહેલા બધાએ વ્યવસ્થિત રીતે હારબંધ ઊભા રહેવું જોઈએ

અઝાન અર્થાત્ નમાઝની હાકલ (બાંગ) નીચેના વાક્યોની બનેલી હોય છે કિબ્લા તરફ મોં રીને બને હાથ કાન સુધી ઊંચા રીને મોટા અવાજથી બાંગ પોકારવામાં આવે છે

१ अल्लाहु अक्बर — અલ્લાહ-ઈશ્વર સૌથી મોટો છે

२ अश्-हदु अल्-ला-इलाह इल्ल-अल्लाह — હું સાક્ષી પૂરું છું કે અલ્લાહ સિવાય કોઈને પૂજવો ઘટતો નથી (આ વાક્ય બે વાર પોકારાય છે)

३ अश्-हदु अन्न मुहम्मदर्-रसूलुल्लाह — હું સાક્ષી પૂરું છું કે મુહમ્મદ અલ્લાહનો પયગંબર છે (આ વાક્ય પણ બે વાર પોકારાય છે)

૪. हय्य अलस्-सलाह — નમાઝ પઢવા પધારો (આ વાક્ય મો જમણી બાજુ ફેરવીને બે વાર પોકારવામા આવે છે.)

૫ हय्य अ-‍-‍-फलाह — વિજયી થવા પધારો. (મો ડાબી બાજુ રાખીને આ બે વાર પોકારાય છે.)

૬ अल्लाहु अक्वर — અલ્લાહ સૌથી મોટો છે. (બે વાર)

૭ ला इलाह इल्ल्-अल्लाह — અલ્લાહ સિવાય બીજો કોઈ દેવ નથી

સવારની નમાઝની બાંગમા નીચેનુ વાક્ય ક્રમાક પાચ પછી ઉમેરાય છે —

अस्-सलातु खैरुन मिन-अन-नौम અર્થાત્ નિદ્રા કરતા નમાઝ બહેતર છે આ વાક્ય પણ બે વાર પોકારાય છે

इकामत× અઝાન પછી ઇકામત આવે છે એમાં અઝાનના ઉપર્યુક્ત મત્રો માત્ર એક એક વાર બોલાય છે અને 'નિદ્રા કરતા નમાઝ બહેતર છે' એ મત્રની જગાએ બે વાર 'કદ્ કામતિસ્સલાહ' અર્થાત્ 'નમાઝ ખરેખર શરૂ થઈ છે એ મત્ર બોલાય છે ઇકામત દરમિયાન નમાઝ પઢનારાઓએ એક યા અનેક હારોમા વ્યવસ્થિત ઊભા રહી જવાનુ હોય છે

ઈદની નમાઝોમા અઝાન અને ઇકામત બને છોડી દેવાય છે એને બદલે પહેલી રકાતમા 'અલ્લાહુ અક્બર' એ મંત્ર સાત વાર અને બીજીમા 'तकमिरे-तहिमद्'* પછી પાચ પાચ વાર બોલાય છે જુમ્માની નમાઝમા સામાન્યત બે બાગ પોકારાય છે બીજી બાગ ઇમામ ખુતબાની શરૂઆત કરે તે પહેલા પોકારવામા આવે છે

× इकामत — એક જગાએ રહેવુ-કાયમ થવુ નમાઝ પઢવા એકઠા થયેલા લોકોને ઇકામતની વિધિ એ ખરી રીતે નમાઝ માટે વ્યવસ્થા કરવાની રીત છે

* ... જુઓ રસાતનુ વર્ણન ક્રમ ૧

નમાઝ—વ્યક્તિગત કે સામુદાયિક—મસ્જિદમાં જ થાય એવું કાંઈ નથી; જરૂર હોય તો એ ગમે ત્યાં પઢી શકાય. મુહમ્મદ પયગંબર સાહેબે કહ્યું કહેવાય છે કે સાચા નમાઝી માટે સારી આલમ મસ્જિદરૂપ છે.

रकातनु वर्णन : રકાતનું બયાન નીચે મુજબ છે:—

૧. પ્રથમ કિબ્લા સામે મોં કરીને ઊભા રહ્યાં પછી બંને હાથ કાન સુધી ઊંચા કરવામાં આવે છે અને અલ્લાહુ અકબર ' એ, મંત્ર ઉચ્ચારાય છે. આને 'तक्‌विरे तहिमह्' કહે છે.

૨. પછી જમણા હાથ પર ડાબો આવે એમ બંને હાથ છાતી પર મૂકી ઊભે ઊભે નીચેની પ્રાર્થના વા એનો એક ભાગ બોલાય છે.

मूळ. इन्नी वज्जह्‌तु वज-हिय लिल्लझी फतर-अस्समावाते वल-अर्ध हनिफन व मा अन मिन-अल-मुश्रीकोन। इन्न सलाती व नुसुकी व महयाय व ममाती लिल्लाहे रब्बिलआलमीन, ला शरीक लहु बिझालिक उम्रितु व अन मिन अल-मुस्लिमीन। अल्लाहुम्म अन्त -अल-मलिकु ला इलाह इल्ला अत, अत रब्बी व अन आब्दुक झलम्तु नफसी वा ' -तरफतु बिझन्बी फघफिर्ली झनूबी जमियन इन्नहु ला यघ्फिर-उझ-झूनूब ईल्ला अन वह्‌दिनो लि-अह्‌मन-इल् अखलाकी ला यह्‌दी लि-अहसनिहा इल्ला अत, वस्रिफ 'अन्नी सय्यि'अहा-ला यस्तिफु 'अन्नी सय्यि'अहा इल्ला अत ।

अर्थात् :— નેક આદમી તરીકે મેં ખચીત મારી જાતને આકાશ અને પૃથ્વીના સર્જનહાર તરફ વાળી છે. હું અનેકેશ્વર-વાદીઓમાંનો નથી. ખચીત મારી પ્રાર્થના, મારું બલિદાન, મારું મારું જીવન તથા મારું મરણ સૌ આલમોના ખુદા એવા અલ્લાહને અર્થે છે. એનો કોઈ ભાગીદાર નથી. એણે મને આ હુકમ કર્યો છે. અને હું એને વશ વર્તનારાઓમાંનો છું, ઓ અલ્લાહ ! તુ રાજા છે. તારા સિવાય બીજો કોઈ ઈશ્વર નથી. તુ મારો માલિક છે અને હું તારો બંદો છું. મારી જાત પ્રત્યે હું અન્યાયી થયો છુ અને મારા

અપરાધ હું કબૂલ કરું છું. તેથી મારા સર્વ અપરાધો સામે મને રક્ષણ આપ, અને ઉત્તમ નીતિ તરફ મને દોર. તારા વિના અપરાધોમાંથી બચાવનાર કોઈ નથી. અને તારા વિના ઉત્તમ નીતિ તરફ દોરી જનાર (પણ) કોઈ નથી. મારામાંથી અનીતિ દૂર કર કારણ, તારા વિના મારામાથી અનીતિ દૂર કરનાર કોઈ નથી.

આ પ્રાર્થનાને બદલે સામાન્ય રીતે નીચેની ટૂંકી પ્રાર્થના કરવામાં આવે છેઃ—

મૂળ — सुबहान–क अल्लाहुम्म व बि–हम्द–इ–क व तबारक –अस्म–उ–क व ता'अला जद्–उ–क व ला इलाह घैर–उ–क औज़ु बिल्लाहि मिन्–अश्–शैतान–इर्–रजीम

મુબશ હો તારા ઓ અલ્લાહ! તુ સ્તુત્ય છે તારૂં નામ પવિત્ર છે અને તારી ભવ્યતા ઉન્નત છે. તારા સિવાય બીજો કોઈ સેવ્ય નથી શાપિત શયતાનથી બચવા માટે ઓ અલ્લાહ! હું તારે શરણે આવું છુ

આને कियाम કહે છે

પછી એની એ સ્થિતિમા ઊભા રહીને નીચે પ્રમાણે फातिहह પઢવામા આવે છે

बिस्मिल्लाह्–इर्–रहमान–इर्–रहीम । अलहम्द उ लिल्लाह इ रब्बिल' आल्मीन् । अर्–रहमान–इर्–रहीम । मालिक–इ–यौम–ईद्–दीन । इय्याक न'बुदु व इय्याक नस्त ईन । इहदि–नस्–सिरात–अल–मुस्तकीम । सिरात–अल्लज़ीन् अन्' अम्तअलैहिम गैर–ईल मगदूब इ अलैहिम–व ल्द्दाआल्लीन ।

अर्थात् — કલ્યાણકર્તા (રહમાન) દયાળુ (રહીમ) પરમેશ્વરને નામે આલમોના ખુદા, રહેમાન અને રહીમ એવા અલ્લાહને –કયામતના દિનના માલિકને સ્તુતિ માત્ર ઘટે છે અમે (ઓ અલ્લાહ) તારી સેવામા છીએ અને મદદ માટે તને યાચીએ છીએ અમને સાચા રસ્તે — જેમના પર તારી મહેરબાની ઊતરેલી છે એઓના રસ્તે

—દોર; જેમના પર તારો કોપ ઊતર્યો છે અથવા જેઓ આડે માર્ગે દોરાઈ ગયા છે એમના રસ્તે નહિ.

ઉપરની પ્રાર્થના પૂરી થયા પછી 'આમીન' અર્થાત્ તથાસ્તુ એવો મંત્રોચ્ચાર કરવામાં આવે છે; અને પછી કુરાનેશરીફનો કોઈ પણ ભાગ જે નમાઝ પઢનારને મોઢે હોય તેનો પાઠ કરવામાં આવે છે. સામાન્ય રીતે કુરાનેશરીફને અંતે આવતા એકાદા નાના અધ્યાયનો પાઠ કરવામાં આવે છે. જેમને પાક કુરાનનો પરિચય નથી એમને अल–इखलास નામના અધ્યાયની ભલામણ કરવામાં આવે છે:—

એ નીચે પ્રમાણે:—

कुल हुव–अल्लाहु अहद । अल्लाह–उम्–समद । लंम यलिद व लमयुलद । व लम यकुल्लहू कुफुवन् अहद । અર્થાત્ બોલ એ — અલ્લાહ એક છે. અલ્લાહ એ છે કે જેનાથી કોઈ સ્વતંત્ર નથી; એ કોઈ જન્મ આપતો નથી. એ અજન્મા છે; એના સમાન કોઈ નથી.)

૩. પછી 'अल्लाहु अक्बर' એવો મંત્રોચ્ચાર કરીને નમાઝી હથેળીઓ ઢીંચણે અડે એવી રીતે મસ્તક નમાવે છે. આ સ્થિતિમાં (એને રુકુ' કહે છે) ઈશ્વરની સત્કીર્તિ અને ભવ્યતાનો બોધ કરતા નીચેના મંત્રનું ત્રણ વાર ઉચ્ચારણ કરવામાં આવે છે :—

सुव–हान्–अ रब्ब–ईय–अल–'अज़ीम । અર્થાત્ મારા મહાન માલેકના સુજશ હો.

આને બદલે અથવા આમાં ઉમેરીને નીચેનો મંત્ર પણ બોલી શકાય. सुव्–हानक–अल्लाहुम्म रब्बना व बिहमदिक अल्लाहुम्–मघफिर ली। અર્થાત્ ઓ અલ્લાહ ! અમારા માલિક ! તારી સુકીર્તિ હો. તારી જ સ્તુતિ હો; ઓ અલ્લાહ ! મારું રક્ષણ કર.

૪. આની પછી નીચેના મંત્રો બોલતાં પ્રાર્થી ઊભો થાય છે:—

समि'–अल्लाहु लिमन हमिदह, रब्बना व–लक–अल–हम्द । અર્થાત્ જે અલ્લાહની સ્તુતિ કરે છે તેનો એ સ્વીકાર કરે છે. ઓ અમારા માલિક ! તારી જ સ્તુતિ હો.

૫. પછી પ્રાર્થી ઘૂંટણે પડી વંદન કરે છે. આમાં બંને પગનાં આંગળાંનો અગ્રભાગ, બંને ઢીંચણ, બંને હાથ અને કપાળ જમીનને અડે છે. આ સ્થિતિમાં નીચે પ્રમાણે ઓછામાં ઓછા ત્રણ વાર મંત્રોચ્ચાર કરવામાં આવે છે.

सुब्-हान्-अ रब्बियल-आ'ला । અર્થાત્ મારા સર્વોચ્ચ માલિકનો સુજશ હો.

નીચેનો મંત્ર આમાં ઉમેરી શકાય અથવા તો આને બદલે બોલી શકાય. सुब्हानक अल्लाहुम्म रब्ब-ना व बि-हम्दिक अल्लाहुम्-मघफिर ली [ અર્થ માટે જુઓ (૩) ]

આ પહેલી सज्दह થઈ.

૬. પછી નમાઝ પઢનાર जल्सह નામનું પૂર્વપ્રદિદર્શક આસન કરીને બેસે છે.

૭. આની પછી પ્રાર્થના કરનાર ફરી ક્રમાંક ૫ માં જણાવ્યા પ્રમાણે બેસીને સજ્દહ કરે છે.

૮. આમ પહેલી રકાત પૂરી થાય છે. પછી નમાઝી ઊભો થાય છે અને પહેલી રકાતનુ પુનરાવર્તન કરે છે આ જ બીજી રકાત પરંતુ બીજી રકાત પછી ઊભો થવાને બદલે ક્રમાંક પાંચમાં સમજાવેલું વંદનાસન ( કંદહ ) કરી નમાઝ પઢનાર નીચો પડે છે અને ઈશ્વર-સ્તુતિ સાથે પાક પયગંબર માટે, અને પોતાને માટે, तहिय्यह નામની પ્રાર્થનાઓ કરે છે. એ નીચે પ્રમાણે :—

अत् तहिय्यात् उ सलिल्लाह् ई वस-सलवात् उ वत्-तय्यिबात उ । अस्सलाम उ अलैक अय्युहन-नबीय्य उ व रहमत-उल्लाह ई व बरकातुहू । अस्सलाम उ 'अलैना व 'अला 'ईबाद-इल्ला-इस सालिहीन। व अश्-हदुऔ'ल्-ला इलाह अ इल्ल-अल्लाहु व अशहदु अन्न मुहम्मदन 'अब्दु हू व रसूलुहू ।

अर्थात् —વાચા, કાયા અને પૈસા દ્વારા કરવામાં આવેલી સર્વ પૂજાપ્રાર્થના અલ્લાહને ઘટે છે. ઓ પયગંબર ! આપને શાંતિ મળો.

આપના પર અલ્લાહની રહેમ અને અલ્લાહના આશીર્વાદ ઊતરો. અમારા પર અને અલ્લાહના પાક બંદાઓ પર શાંતિ ઊતરો: હું સાક્ષી પૂરું છું કે અલ્લાહ સિવાય કોઈની ખિદમત કરવી ઘટતી નથી. મુહમ્મદ એનો સેવક અને પયગંબર છે.

૯. બે કરતાં વધારે રકાત પઢવી હોય તો પ્રાર્થી ઊભો થાય છે; નહિ તો નીચેની જે હમેશાં છેવટની સલામ પહેલાં કરવામાં આવે છે તે કરે છે —

अल्लाहुम्म सल्लि 'अला मुहम्मदिन व 'अला आलि मुहम्मदिन कमा सल्लैत 'अला इब्राहीम् व 'अला आलि इब्राहीम इन्नक हमीद–उम–मजीद । अल्लाहुम्म बारिक 'अला मुहम्मदिन व 'अला आलि मुहम्मदिन कमा बारकृत 'अला इब्राहीम व 'अला आलि इब्राहीम इन्नक हमीद–उम्–मजीद ।

અર્થાત્ — ઓ અલ્લા ! મુહમ્મદ અને અનુયાયીઓને ફતેહમંદ કર — તેં ઇબ્રાહીમ (અબ્રેહામ) અને એના અનુયાયીઓને ફતેહમંદ કર્યા હતા તેમ. કારણ ખચીત તું હમીદ અને મજીદ — સ્તુતિ પામેલો અને મહિમા પામેલો છે. ઓ અલ્લાહ ! મુહમ્મદ અને એના અનુયાયીઓને આશીર્વાદ આપ — તેં ઇબ્રાહીમ અને એના અનુયાયીઓને આશીર્વાદ આપ્યા હતા તેમ. કારણ ખચીત તું સ્તુતિ પામેલો અને મહિમા પામેલો છે.

નીચેની પ્રાર્થના પણ ઉમેરવી જોઈએ —

अल्लाहुम्म इन्नी ज्ञलम्त् नफ़सी ज़ुल्मन कसीरन् व ला यघफिर–उज़–ज़ुनूब इल्ला अत, फघफिर ली मघफिरतन मिन' इन्दिक वर्हम्नी इन्नक अत–अल–गफूर–उर्–रहीम ।

અર્થાત્ — ઓ અલ્લાહ ! હું મારી જાત પ્રત્યે મહા અન્યાયી થયેલો છું અને તારા સિવાય કોઈ બચાવનારું નથી; માટે તારું રક્ષણ આપી મારી રક્ષા કર અને મારા પર દયા કર. ખચીત તું ક્ષમા અને દયાવાળો છે.

આને અંતે નીચેની પ્રાર્થના પણ કરાય:— रब्ब–इब–मलनी मुकीम–सम्–सलुती व मिन मुरिय्यती रब्बना व तकब्बल दुआ । रब्बन–अग्फिर ली वलि–वालिदय्य व लिल–मुमिनीन योम यकूम–उल–हिसाव।

अर्थात् — મારા માલેક ! હું અને મારાં બાળકો તારી પ્રાર્થના સદા ગાયાએ એમ કરો; અમારા માલિક પ્રાર્થના સ્વીકારો; અમારા પ્રભુ! કયામતનો દિન આવે ત્યારે મારું અને મારાં માતાપિતાનું અને મોમિનોનું અર્થાત્ શ્રદ્ધાળુઓનું રક્ષણ કરો

૧૦. પછી સલામ કરી નમાઝ પૂરી કરવામાં આવે છે નમાઝી જમણી અને ડાબી બાજુએ મોં ફેરવી ફેરવીને નીચે પ્રમાણે સલામ કરે છે —

अस्–सलामु 'अलैकुम व रहमत् उ–ल्लाह ई । અર્થાત્ શાંતિ અને અલ્લાહની મહેરબાની તમારા પર હો

૧૧ જો ફક્ત બે રકાતો પડી હોય તો આમ પ્રાર્થના પૂરી થાય છે. પણ જો ત્રણ કે ચારનો ઇરાદો હોય તો કઅ્દહ અને એમાંની તહિય્યહનો પાઠ કર્યા પછી ઊભા થઈને ફરી અલ્લાહુઅકૂબર એમ બોલીને ઉપર કહી ગયા પ્રમાણે જ બાકીની રકાતો પૂરી કરવામાં આવે છે તહિય્યહ, પયગંબર માટે આશીર્વાદની પ્રાર્થના વગેરેની અને સલામની ક્રિયા ઉપર્યુક્ત પ્રકારે કરીને નમાઝ પૂરી કરવામાં આવે છે

નોંધ —જ્યારે નમાઝ સમૂહમાં પઢાય છે ત્યારે સમૂહ આખો અથવા ઇમામને અનુસરનારાઓ બધી પ્રાર્થનાઓ વગેરેનો અને કાતિહહનો પુનરુચ્ચાર કરે છે કાતિહહ પછી આવતા કુરાનના ભાગોનો પાઠ આવે વખતે કરવામાં આવતો નથી ઇમામ જ્યારે નમસ્કારનું આસન છોડીને ઊઠે છે અને समि'–अल्लाहु–लिमन हमिदह એમ બોલે છે ત્યારે સમૂહ रब्बना व लक–अल–हम्द ( જુઓ ક ૩ ) એમ કહે છે,

૧૨ કુનૂત નામની પ્રાર્થના રુકુઅમાંથી ઊઠ્યા પછી અથવા એ આસન કરતા પહેલાં તરત જ—સામાન્ય રીતે ઇશા — રાતની નમાઝ

રકાત છે ની ત્રણ રકાત (વિત્ર)મા;-પ્રાર્થી ઊભો હોય ત્યારે કરવામા આવે છે સૌથી વધારે જાણીતી કુનૂત નીચે પ્રમાણે —

अल्लाहुम-महदिनी फी मन हदैत व 'आफिनी फी मन 'आफैत व तवल्लनी फी मन तवल्लैत व बारिक लि फी मा अ'तैत व किनी शर मा क़दैत फ-इन्नक तक़्दी व ला युक्दा अलैक इन्न हू ला यज़िल्लु मन वा लैत तबारक्त रब्बना व त आलैत

અર્થાત્ — ઓ અલ્લાહ ! જેમને તે સન્માર્ગે દોર્યા છે તેમનામા મને દોરી જા, જેમને તે રક્ષ્યા છે તેમનામા મને રાખ, જેમનો તુ મિત્ર બન્યો છે તેમનામા મને સધરી મારો મિત્ર બન, અને તે જેને મૃત્યુ-પાપ ગણ્યુ હોય તેનાથી મને બચાવ, કારણ ખચીત, ન્યાય કરનારો તુ છે અને તારી વિરુદ્ધ કોઈ ન્યાય કરી શકે એમ નથી, ખચીત, તુ જેનો મિત્ર બને છે તેને પાડનાર કોઈ નથી

કેટલાક આને બદલે નીચેની પ્રાર્થના કરે છે — अल्लाहुम्म इन्ना नस्ताइनुक व नस्तग़्फ़िरुक व नु मिनु बिक व नतवक्कलु अलैक व नुस्नी अलैक-अलख़ैर-अ व नश्कुरु-क व ला नकफ़ुरुक व नख़लो व नत्रुक मन य फ़जुरुक। अल्लाहुम्म इय्याक ना'बुदु व लक नुसल्ली व नस्जुदु व इलैक नसआ व नहफ़िदु व नर्जू रहमतक व नख़्शा अज़ाबक इन्न अज़ाबक बिल-कुफ़-फ़ार्-इ-मुलहिक़।

અર્થાત્ — ઓ અલ્લાહ ! તુ અમને મદદ કર, તુ અમારુ રક્ષણ કર, એવી અમારી પ્રાર્થના છે અમે સારામા સારી રીતે તારી સ્તુતિ કરીએ છીએ અને તારો આભાર માનીએ છીએ અમે નિમક હરામ નથી જે તારો હુકમ નથી માનતો તેને અમે દૂર કાઢીએ છીએ — તેનો અમે ત્યાગ કરીએ છીએ ઓ અલ્લાહ ! અમે તને સેવીએ છીએ, તને પ્રાર્થીએ છીએ અને તને નમીએ છીએ અમે દોડીને તારી પાસે આવીએ છીએ અમે ઉતાવળા છીએ, અમે તારી દયાની આશા રાખીએ છીએ અને તારી શિક્ષાથી ડરીએ છીએ કારણ, ખચીત તારી શિક્ષા કાફિરોને ( નાસ્તિકોને ) પકડી પાડે છે

## (૨) ઝકાત અથવા પુણ્યદાન

પુણ્યદાન કરવાની આજ્ઞા એ ઇસ્લામની એક સૌથી મહત્ત્વની આજ્ઞા છે એનું મહત્ત્વ નમાઝથી જ ઊતરતું છે એની સુવ્યવસ્થા માટે સ્પષ્ટ આજ્ઞાઓ છે પચાસ અને એથી વધારે રૂપિયાની આવકવાળા માણસે ઝકાત આપવી જ જોઈએ ઝવેરાત, ઘરેણાંગાંઠા, સરસામાન, વાસણકૂસણ, હથિયારો અને ઘરગથ્થુ ઉપયોગ માટે રાખેલા મરઘાં, બતકાં ગાય, ભેંસ બકરાં, ઘેટાં, ઘોડા, ઊંટ ઇત્યાદિ પ્રાણીઓ પર ઝકાત માફ છે આ સિવાય બાકી સઘળી દોલત કે જે માલિકના કબજામાં એક વર્ષ સુધી રહી હોય તેના પર ચાળીસ ટકા ઝકાત છે એ ઝકાતના નાણાં 'બૈતુલમાલ' અર્થાત્ જાહેર તિજોરીના ફંડમાં ગણવા સ્થાવર મિલકતમાંથી થતી આવક પર જ ઝકાત લેવાય છે

ઝકાતના આ નાણાંનો વ્યય કુરાને શરીફમાં દર્શાવેલા (૯ ૬૦) નીચેના આઠ પ્રકારે કરવાનો છે —

૧ ગરીબગુરબાનું પોષણ કરવામાં

૨ બીમાર આવી પડેલાની ભીડ ભાંગવામાં

૩ દેવાદારને દેવામાંથી છોડાવવામાં

૪ કેદીઓને છોડાવવામાં

૫ મુસાફરોની સેવામાં

૬ ઝકાત ઉઘરાવવા અને ખર્ચવા માટે નિમાયેલા અમલદારોનું ખર્ચ પૂરવામાં

૭ જેમના હૃદયો સત્ય તરફ વળે એવાં હોય તેમની પાછળ

૮ ખુદાઈ રાહમાં

છેલ્લા બે પ્રકારનો અર્થ ઇસ્લામના પ્રચારાર્થે એવો થાય છે

## (૩) રોઝા

રોઝા આત્મશુદ્ધિ અર્થે છે 'તમને રોઝા કરવાનું કહ્યું છે જેથી તમે પાપ સામે તમારું રક્ષણ કરો (૨ ૧૮૩) બીજા અધ્યાયના તેરીસમા ભાગમાં આને વિષે લખ્યું છે રમઝાન

મહિનાના દિવસો પ્રમાણે ૨૯ યા ૩૦ દિવસના રોજા રાખવાના હોય છે પો ફાટે ત્યારથી સાંઝ ઢળતાં સુધી પાણી અને ખોરાકનો એમા ત્યાગ કરવાનો હોય છે સભોગની પણ રોજા દરમિયાન મનાઈ છે ઇસ્લામી મહિનો ચાદ્ર હોવાથી જુદા જુદા વર્ષમા રમઝાન મહિનો જુદે જુદે વખતે આવે છે, એથી કેટલીક વાર રોજા કેટલાક દેશોમા અતિશય લાબા થઈ પડે છે બીમારો અને મુસાફરોને બીજા કોઈ મહિનામા રોજા રાખવાનો ઉપદેશ છે એના ઉપરથી આપણે એવા નિર્ણય તરફ દોરાઈએ છીએ કે આવા અપવાદરૂપ દાખલાઓમા રોજા બીજા ટૂકા દિવસો દરમિયાન રાખી શકાય

વારવાર માદા પડનારા અથવા ભૂખ–તરસનુ કષ્ટ વેઠવાને અતિ અશક્ત હોય એવા સ્ત્રીપુરુષોને અને સગર્ભા તેમ જ ધાવણા બાળકવાળી સ્ત્રીઓને રોજા નહિ રાખવાની છૂટ છે, પરતુ તેમણે પોતાના ગજા ઉપરવટ ન હોય તો રોજ એક ગરીબને જમાડવો જોઈએ વા એક ગરીબ જમે એટલુ દાન કરવુ જોઈએ

### (૪) હજ અથવા જાત્રા

જિદગીમા એક વખત હજ અર્થાત્ મક્કાની જાત્રા દરેક મુસ્લિમ માટે ફરજિયાત છે સિવાય કે એની પાસે હજ કરવાજોગ સાધન ન હોય, અથવા પોતાના પર આધાર રાખનાર સગાવહાલા વગેરેના પોષણની પાછળ વ્યવસ્થા કરી શકાય એમ ન હોય, અથવા જિદગી જોખમમા આવી પડે એમ હોય

હજ ઝુલહજ મહિનામા કરવાની હોય છે આથી યાત્રીએ એ મહિનાની સાતમી તારીખ પહેલા મક્કા પહોચવુ જોઈએ હજ દરમિયાન પાળવાની વિધિઓ મુઆલિમ કિવા ગુરુ પાસેથી સમજી લેવાની હોય છે એને લગતા મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે —

૧ ઇહરામની સ્થિતિમા પ્રવેશ કરવો અર્થાત્ સામાન્ય પહેરવેશ ઉતારી દેવો અને બધા હાજીઓએ અર્થાત્ યાત્રાળુઓએ

સીવેલા જેના પર ન વપરાયા હોય એવા, બે ચાદરના, એક જ જાતના વસ્ત્ર ગ્રહણ કરવા અને માથું ઉઘાડું રાખવું

૨ તવાફ કાબાની સાત વાર પ્રદક્ષિણા કરવી

૩ સઅ્યય સફા અને મર્વ નામના બે નાના પહાડો વચ્ચે સાત વાર દોડવું

૪ અરફાતના મેદાનમાં રહેવું

ગરીબ અને રાય સૌ એક જ જાતના સાદા પોષાકમાં આ પ્રમાણે હજ કરે છે એ દેખાવ ભવ્ય છે, અને ઇસ્લામીઓની એકતાને મજબૂત બનાવે છે *



* પ્રો. મહમ્મદઅલી એમ એ. કૃત કુરાને શરીફના અંગ્રેજી પરથી

# શ્રી. રેવાભાઈ પટેલ સ્મારકમાળા

૧. **શ્રી યોગવાસિષ્ઠ :** સંપા૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ  કિં. ૪-૦-૦

અદ્વૈત-વેદાંતના સુપ્રસિદ્ધ લોકગ્રંથનો છાયાનુવાદ; મૂળના લગભગ પાંચમા ભાગ જેટલા કદમાં. ગ્રંથના વસ્તુનું મૂલ્યાંકન કરતા શ્રી મગનભાઈ પ્ર૦ દેસાઈના આમુખ સાથે.

૨. **કળા એટલે શું ? :** [ ટૉલ્સ્ટૉય કૃત 'What is Art ?' ]
ભાષાંતરકાર : શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ  કિ. ૩-૮-૦

કળા ઉપરનો ટૉલ્સ્ટૉયનો આ નિબંધ તેમના થોડાક આર્ષ ગણાતા ગ્રંથોમાંનો એક છે. પુસ્તકની દલીલ સમજાવતો ઉપોદ્‌ઘાત, ગ્રંથમાં આવતાં નામોની પરિચયસૂચિ, તથા વિસ્તૃત વિષયસૂચિ સાથે.

૩. **ગૌતમબુદ્ધ :** અનુ૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ  કિં. ૧-૮-૦

બ્રિટિશ એકૅડેમીની 'માસ્ટર માઈન્ડ' (મહા-પ્રજ્ઞ) વ્યાખ્યાનમાળામાં સર રાધાકૃષ્ણને આપેલા વ્યાખ્યાનનો અનુવાદ. આ વ્યાખ્યાનને 'એક મહા-પ્રજ્ઞે બીજા એક મહા-પ્રજ્ઞ વિષે આપેલું વ્યાખ્યાન' કહીને વર્ણવવામાં આવ્યું છે. સર રાધાકૃષ્ણનના ટૂંક જીવનપરિચય, તથા ઉપયોગી ટિપ્પણો સાથે.

૪. **મુંડકોપનિષદ :** સંપા૦ શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ  કિ. ૨-૦-૦

ઉપનિષદોમાં 'સર્વાંગસુંદર અને પરિપૂર્ણ' ગણાતા આ ઉપનિષદમાં આર્યોના જ્ઞાનની અને સાધનાની આખી વિચારણા એક વ્યાપમાં અને ભારે કાવ્યમયતાથી રજૂ થાય છે. મૂળ શ્લોક સાથે તેનો પદાર્થ, તેનો અન્વય, તેનું ભાષાંતર દલીલની સળંગસૂત્રતા પ્રગટ કરતું વિસ્તૃત વિવેચન, પદસૂચિ એવાં ઉપયોગી અંગો સાથેનો તેનો આ અનુવાદ ઉપનિષદ-સાહિત્યનો પ્રસાદ પામવા ઇચ્છનારને અતિ ઉપયોગી છે.

૫. શ્રીમદ્ ભાગવત : (ગુજરાતી છાયાનુવાદ)

સંપા૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ — કિ. ૩-૮-૦

મૂળના પાચમા ભાગ જેવડા કદમા મૂળ ગ્રંથનો સારાનુવાદ 'શ્રીમદ્ભાગવત અને ભાગવતધર્મ' વિષેના વિસ્તૃત ઉપોદ્ઘાત, પરિશિષ્ટો તથા વિશેષનામોની સૂચિ સાથે.

૬. પ્રાચીન સાહિત્ય : [શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરકૃત] — કિ. ૧-૦-૦

પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો મોંઘેરો વારસો શ્રી. રવીન્દ્રનાથે આ નિબધોમા પોતાની અનોખી ઢબે નિરૂપ્યો છે. મૂળ બગાળી ઉપરથી સ્વ૦ મહાદેવભાઈ અને શ્રી. નરહરિભાઈ પરીખે કરેલા અનુવાદની નવી આવૃત્તિ

૭. સુખમની : [શીખગુરુ અર્જુનદેવકૃત]

અનુ૦ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ — કિ. ૨-૦-૦

સાધુ વાસવાણી કહે છે કે "ભગવદ્ગીતા અને સુખમની એ બે એવા પુસ્તકો છે કે જેમને દરેક હિદી નવયુવાને અવશ્ય ભણવા જોઈએ." રોજ પાઠ કરવાના ગ્રંથ તરીકે શીખધર્મમા ઉપયોગમા લેવાતા આ ભક્તિકાવ્યનો પદ્યાનુવાદ, શીખધર્મ અને ગુરુ અર્જુનદેવનુ ચરિત્ર નિરૂપતા વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે.